# અષોઈના માર્ગની ચાવી બાતેન જ્ઞાન.

## જરથોસ્તી હમદીનોની સેવામાં.

લેખક અને પ્રકાશક

**ધનજીશાહ મે. ખ. હાથીખાનાવાળા,**
ઠેઠ ગોપીપુરા, પારસીવાડ, સુરત.

મુંબઈ:
એલન પ્રીંટીંગ પ્રેસ,
૨૭, [illegible]ટી સ્ટ્રીટ, ધોબીતલા
૧૯૨૨.

# પ્રસ્તાવના.



હાલમાં જરથોસ્તી ધર્મ અભ્યાસીઓ મુખ્ય કરી બે ભાગમાં વહેંચાઈ ગયલા જણાય છે. એક ભાગ પોતાને સુધરેલો ગણાવે છે, ઇંગ્રેજી ભાષા સારી જાણે છે, ચંચળ છે, ઇંગ્રેજીમાં જેને Gentleman (ગ્રહસ્થ) કહે છે તેવા ગ્રહસ્થો કોમમાં ઉત્પન્ન થયલા જોવા માંગે છે. એટલે સુધી સૌ સારૂં છે. પણ યુરોપ અને યુરોપીઅન ભાષામાંથીજ મળતું જ્ઞાન ચઢિયાતુ હોય છે એમ માનીને પુરાતન હિન્દિ તત્વજ્ઞાન તરફ તેઓ નજર વટીક કરતા નથી તેનું પરિણામ એ આવ્યું છે કે તેઓ શુક્ષ્મ તત્વજ્ઞાનથી અજ્ઞાન રહી ગયા છે અને ધર્મો શુક્ષ્મ તત્વજ્ઞાનને આધારેજ રચાયલા હોવાથી તેઓ ધર્મની જે શુક્ષ્મ બાજુ સમજી શકતા નથી તેને વહેમ સમજે સમજાવે છે અને ફક્ત ધર્મની જડ (Material) બાજુજ માને મનાવે છે.

ધર્મ અભ્યાસીઓનો બીજો ભાગ શ્રધ્ધાળુ છે. અસલ જરથોસ્તીપણુ જળવાઈ રહે તે માટે બહુ ખંતી છે. તેઓ થીઓસોફીકલ લીટરેચરમાનું ઘણું ખરૂં તત્વજ્ઞાન જાણે છે, ખંતથી ધર્મ પાળવા પળાવવા માંગે છે. એટલે સુધી સૌ સારૂ છે પણ તત્વજ્ઞાન પૂરતું જાણુતા નહિ હોવાથી સામો પક્ષ જે વાત તોડી પાડે છે તે તેઓ તત્વજ્ઞાન વિના જોડી શકતા નથી. ચુનોચરાના આ જમાનામાં અંધ શ્રધ્ધા યાને આંધળુ એકીન ટકી રહેશે નહિ તે ભય જોઈ શકતા નથી, જ્ઞાનસહિત શ્રધ્ધા

ઉત્પન્ન કરવા માટે પૂરતું તત્વજ્ઞાન શીખવા શીખવવાની કોશેશ કરતા નથી અને વધારે ચુસ્ત બનવા બનાવવા જતાં મરજી ઉપરાંત તેઓ વહેમની હદ સુધી પહોંચી જાય છે અને સામા ચંચળ પક્ષની ઠેકડી ખમે છે તેમાં નવાઈ નથી.

યુરોપીઅનોનું હિન્દિ તત્વજ્ઞાન તરફ લક્ષ ખેંચાયું છે અને તેઓ તે આધારે લખાણો લખે છે ખરા, પણ યાદ રાખવું જે પરમપરાથી સંસ્કારી હિન્દિ તત્વજ્ઞાની જેટલું શીખવી શકે તેટલું યુરોપીઅનોથી કદી શીખવી શકાય નહિ. એમ ઊંડી બુધ્ધિથી સમજીને યુરોપ તરફનો મોહ હદમાં રાખીને એ શ્રધ્ધાળુ ભાઇઓ હિન્દિ તત્વજ્ઞાની ગુરૂઓપાસેથી શિક્ષણ લેશે તો પોતાના વહેમ દૂર કરી પોતાના જ્ઞાન વડે ઠેકડી કરનાર ભાઈ-ઓને ઠેકાણે લાવી શકાશે.

ધર્મોના મૂળ તત્વો જાણવાનો બચગીથી શોખ હોવાથી આ અદના લેખકે હિન્દિ તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો છે અને જરથોસ્તી ધર્મ ફીલસુફી તોડવાને બદલે જોડવાનું દરૂસ્ત ધાર્યું છે, તેથી જરથોસ્તી ધર્મ શાસ્ત્રમાં અમુક ફીલસુફી આવી હોય પણ તે સમજવાના તેમાં શિક્ષણ નહિ હોય તે અવસ્તા ભાષાની બ્હેન જેવી ગણાતી સંસ્કૃત ભાષામાંના તત્વજ્ઞાન વડે ઉકે-લવાનું બહેતર થઈ પડશે એમ ધારીને જરથોસ્તી ધર્મ ફીલસુફી હિન્દિ તત્વજ્ઞાન વડે સત્ય ઠરાવવાની હમેશાં કોશેશ કર્યા કીધી છે, અને તેમ કરતાં સુધરેલા ભાઇઓની જડ માન્યતાને લીધે તેમજ ઓરથોડોક્ષોની વહેમી માન્યતાને લીધે બન્ને પક્ષોને લેખ

પસંદ નહિ પડે એવી ધાસ્તી હોવા છતાં સત્ય જાહેર થવું જોઈએ તે ખાતરતે જાહેર કરી સત્યની સેવા બજાવી છે.

લગભગ સઘળા ટીકાકારો બાતેન જ્ઞાન યાને તત્વજ્ઞાન જાણવાની તસ્દી લીધા વગર આત્મા, મનુષ્ય, અને પૂનરજન્મ વિગેરે મોટા વિષયો ઉપર ઘણા સવાલો અને શંકાઓ ઉભી કરી બહુ થાકે થકવે છે; અને કેટલાક સવાલો તો અજ્ઞાને ઢાંકેલ હોવાથી જ્ઞાનીઓને તે ખચ્ચાં સડી અને ધુળ ઉરાડવા જેવા લખેલા જણાય છે. જો ટુંકમાં તત્વજ્ઞાન સમજાવીએ તો એવા ભાઇઓ સંતોષ પામે અને એવા નિર્થક સવાલોમાં કિમતી વખત બીગાડે નહિ, માટે અપોઇનો લેખ સમજવા માટે પ્રથમ તત્વજ્ઞાન યાને બાતેન જ્ઞાન સાર રૂપે લખ્યું છે અને વિચારવંત જરથોસ્તીઓ આગળ રજુ કર્યું છે.



# તત્વજ્ઞાન.

ખુદા અને ખુદરતને લગતું જ્ઞાન, તે તત્વજ્ઞાન કહેવાય છે. જડ તત્વોના જ્ઞાનને સાધારણ રીતે વિજ્ઞાન કહે છે, અને આત્મ તત્વના જ્ઞાનનેજ સત્ય રીતે જ્ઞાન કહે છે. આત્મજ્ઞાનીઓ આત્માને પામવાના શિક્ષણ આપે છે, તે આત્મજ્ઞાન છે તેમજ તે બ્રહ્મજ્ઞાન પણ કહેવાય છે. કેમકે આત્મા અને પરમાત્મા એટલે બ્રહ્મ એકજ છે, જુદા નથી. આત્મા યાને ખુદાને પામવાના એ બ્રહ્મજ્ઞાનને, ઈરાની વિગેરે પ્રજાઓ બાતેન જ્ઞાન કહે છે.

વિજ્ઞાન, યાને જડ પદાર્થ શાસ્ત્ર, લેબોરેટરીમાં પૂરવાર થતું દેખાડીને શીખવી શકાય છે. સૂક્ષ્મ તત્વજ્ઞાન, ગુરૂ તાલીમ આપે તેમ વરતીને, સૂક્ષ્મ અંતરદૃષ્ટિ એટલે ચિત્તવૃત્તિને કેળવીને, પ્રાપ્ત કરી શકાય છે. જ્ઞાની રૂષીઓ, પોતાની આખી જીંદગી, એ તત્વજ્ઞાન સિધ્ધ (realise) કરવામાં ગાળીને, બીન સ્વાર્થે, પ્રજા કલ્યાણ અર્થે, હજારો વરસથી આજ સૂધી તે શીખવતા રહ્યા છે. એવી રીતે હિંદિ તત્વજ્ઞાન, તે કોઈ અમુક એક ભેજાંની કલ્પના માત્ર નથી, પણ હજારો વરસથી એકસરખું પુરવાર થતું રહેલું સત્ય છે. ચાલુ જમાનામાં પણ યુનીવરસીટીના M. A. થયલા સ્વામી વિવેકાનંદ તથા સ્વામી રામતિર્થ નામના બે મહાન નરોએ, તે જાતે સિધ્ધ (realise) કરીને, લગભગ આખી દુનિયામાં બાપોકાર જાહેર કર્યું છે. હિંદુઓ ખુદાને પહોંચવાના એ જ્ઞાનને વેદાંત કહે છે.

સંપૂર્ણ હાલતે પહોંચેલા હોય તેઓ મહાત્મા કહેવાય છે. તેઓ મીનોઈ ભાનમાં વધારે રહેતા હોવાથી, એકાંતવાસ પકડે છે, અને ખુદાને પહોંચવાની તલબ રાખનારા ચેલાઓ, મહાત્માને શરણે જાય છે તેઓને, તેઓશ્રી, વખત મળતાં, શિક્ષણ આપે છે. એ શિક્ષણ માત્ર ભણી જાણવાના નથી, પણ તેને અમલમાં મુકયા પછીજ જ્ઞાન થાય છે. એ શિક્ષણ અમલમાં મુકનારા ચેલાઓને સાધુ સંન્યાસીઓ કહે છે. તેઓ, મુકિત ધામ તરફના, કોઈ આગળ તો કોઈ પાછળ રહેલા, વટેમાર્ગુઓ છે. એ સાધુ વર્ગ પણ પૂજ્યજ છે. એઓ વસ્તીમાં ફરી પ્રજાને મીનોઈ કેળવણી તરફ વાળવામાં મદદરૂપ છે. મહાત્મા ગુરૂ જે સત્ય શિક્ષણ એ લોકને શીખવે છે તેજ શિક્ષણ, એ લોક પ્રજાને આપે છે. એ સાધુ સંતો ચમત્કાર બતાવે તોજ તેનું શિક્ષણ માનીએ, એવું માનનારા, ડહાપણ વાપરતા નથી. સંપૂર્ણ હાલતે પહોચેલા મહાત્મા ચમત્કાર કરી શકે છે. પણ તેની તેઓને પરવાહ નથી, છતાં તેઓશ્રીની નજદીકમાં રહેનારાને, તેઓશ્રીની અલૌકીક જીંદગીમાં આપ મેળે થતા અનેક ચમત્કારો જોવાના મળે છેજ. એવાજ રીતે મહાત્મા નહિ એવા પુરૂષો, જેઓએ અમુક સિધ્ધિ એટલે ચમત્કાર કરવાની શક્તિ મેળવી હોય, તેઓ ચમત્કાર કરી શકે છે. સિધ્ધિ મેળવવી સહેલી નથી. તે મેળવવાની જહેમતમાં જેટલો વખત જાય છે તેટલો વખત, ખુદાને પામવાના શિક્ષણ પાળવામાં ગાળવામાં આવે તો તે વધારે લાભકારક હોવાથી, અને ખુદાને પામવાની તલબ રાખનારા સાધુ સન્યાસીઓને, ચમત્કાર તરફ મોહ નહિ હોવાથી,

ચમત્કાર દેખાડવાવાળા ઝાઝા સાધુ સંત મળી આવતા નથી. અજ્ઞાન, લોભી, મોહઅંધ, પ્રજાના ચમત્કાર જોવાના ધખારા ખાતર કોઈ ડાહયો પુરૂષ કે જ્ઞાની સાધુ પોતાની જીંદગી ગેરલાભમાં કદી ગાળે નહિ.

## ખુદાની ખુદરત.

હિંદિ રૂષિઓ ખુદાની ખુદરતને, પરમાત્માની માયાશક્તિ કહે છે. પોતાની માયાશક્તિ વડે ખુદા જગત ઉત્પન્ન કરે છે. પ્રથમ ખુદા પાકે અણદીઠ શૂક્ષ્મ અવ્યકત તત્વ પેદા કર્યું છે. ઝાડ જેમ બીજમાં અપ્રકટ રહેલું હોય છે તેમ, સઘળાં સ્થુલ શૂક્ષ્મ તત્વો એ અવ્યકત તત્વમાં અપ્રકટ રહેલાં હોય છે, તેથી અવ્યકત તત્વ બીજા સઘળા તત્વોનું બીજ શરીર યાને કારણ (Causal) શરીર કહેવાય છે. તેમાં કોઈ તત્વ કે વૃત્તિ પ્રકટ નહિ થતાં લય (Absorbed) થઈ રહેલાં હોવાથી, તે અવ્યકત તત્વ કહેવાય છે.

એમાંથી શૂક્ષ્મ મન (અંતઃકરણ) તત્વ અને પ્રાણ તત્વ પેદા કીધા પછી આકાશ તત્વ, વાંયુ તત્વ, અગ્નિ તત્વ, પાણી તત્વ, અને પૃથ્વી તત્વ, એવાં પંચ તત્વો પેદા કીધાં. એ તત્વો સમષ્ટિ (Universal) રૂપ તત્વો જાણવાં. એ તત્વોના મેળથી બ્રહ્માંડો રચાયાં છે, અને એજ તત્વોના મેળથી મનુષ્યો પણ પેદા કીધાં છે. મનુષ્ય એ તત્વોનું વ્યષ્ટિ (Individual) રૂપ છે. એક કરોળ્યો જાળું પેદા કરે છે તેની પાસે, જાળું બનાવવાનો પદાર્થ અલાહેદો હાજર હોતો નથી, પણ તે પોતામાંથીજ

મરજી પડે ત્યારે જાળું પેદા કરે છે, તેમજ ચાહે ત્યારે જાળું પોતામાં પાછું લય કરી દેય છે તેમ, ખુદાપાક પોતામાંથીજ સઘળું પેદા કરે છે, અને પોતામાં લય પણ કરી શકે છે. જગત ઉત્પત્તિ એવી રીતની હોવાથી, હિંદિ ગુરૂઓ એવી ભાષામાં બોલે છે કે, પરમાત્મા પોતેજ તત્વો રૂપે અને બ્રહ્માંડો રૂપે પ્રકટ થાય છે. તત્વજ્ઞાન જોતાં તેઓનું તે બોલવું વાસ્તવીકજ છે.

કરોળીઓ પોતાનું મૂળ સ્વરૂપ બદલ્યા વિના, પોતામાંથી જાળું પેદા કરી શકે છે, તેમજ લય કરી શકે છે તેમ, ખુદા પાક પોતાનું મૂળ ચૈતન્ય સ્વરૂપ બદલ્યાવિના, પોતામાંથી બ્રહ્માંડો પેદા કરવાનું, તેમજ પાછું લય કરી દેવાનું ઐશ્વર્ય (Omnipotence) ધરાવે છે. પરમાત્મા સર્વજ્ઞ (Omnicient) હોવાથી, એવી રીતે બ્રહ્માંડો રચવા માટેનું તેનું જ્ઞાન પૂરતું છે. તેની ખુદરતની રચના જોઈ જાણીને શીખવનાર બીનસ્વાર્થિ ગુરૂઓને હજારો હજાર નમસ્કાર હોજો.

## ખુદા અને આત્મા.

ખુદા સૌથી સૂક્ષ્મ (Subtlest) ચૈતન્ય (Spirit) છે. તે અનંત (Infinite) છે, તેથી તે સઘળી જગ્યાએ અને સઘળા વખતમાં હતો, છે, અને રહેશે, એવો અમર છે. સૌથી સૂક્ષ્મ હોવાથી, કોઈ પદાર્થ વડે તેને ઘેરી શકાતો નથી, અથવા તેના ભાગ પાડી શકાતા નથી, એવો તે અખંડ (Indivisible) છે, અનંત હોવાથી, તે સઘળા ભુવને સઘળી જગ્યામાં, હાજર

નાજર એવો સર્વ વ્યાપક છે. જે અનંત હોય તે એકજ હોઈ શકે, તેથી તે He is One without a Second એવો કહેવાય છે. ખુદા સઉથી સૂક્ષ્મ સર્વ વ્યાપક હોવાથી, સઘળા પદાર્થો અને શરીરોના ભિત્તરમાં રહેલો છે, અને એવી રીતે સઘળાની જીંદગી નીભાવે છે, અને સઘળાને નિયમમાં રાખે છે, અને સઘળાના કરતુક જોય જાણે છે, સઘળા પદાર્થો અને શરીરોમાં હોવા છતાં, સઉથી સૂક્ષ્મ હોવાથી, તે, સઘળાને અસર કરી શકે છે, પણ કોઈ પદાર્થ તેને અસર કરી શકતો નથી, એવો ખુદા સઉથી પર (above), નિરંજન અને નિર્લેપ છે. વળી અનંત હોવાથી, તેને આકાર કે વિકાર (change) હોતો નથી, કેમકે આકાર કે વિકાર હોય તે વસ્તુ અનંત હોઈ શકે નહિ. એવો ખુદા શરીરોમાં વ્યાપી રહે છે તેને આત્મા કહે છે, અને શરીરોની બહાર સર્વત્ર વ્યાપી રહે છે તેને પરમાત્મા અથવા બ્રહ્મ કહે છે. શરીરોમાં આત્મા ચોંટી રહેતો નથી પણ આકાશ નીચે એક પ્યાલો જયાં લઈ જાઓ ત્યાં તેમાં આકાશ space મળતું રહે છે તેમ શરીરો જયાં જાય ત્યાં ખુદા આત્મા રૂપે તે શરીરોને મળતો રહે છે અને જીવન પુરૂં પાડે છે. સમુદ્રમાં માછલાં રહે છે તેમ, ખુદામાં શરીરો હરે છે ફરે છે અને જીવે છે. ખુદા સઘળાના ભિત્તરમાં છે ખરો, પણ જે અંતઃકરણ સલામત હોય છે તેનેજ જીંદગી પ્રગટ થાય છે. અંતઃકરણ કર્માનુસાર સલામત રહે છે.

ખુદાઈ તત્વ ઘેરી શકાતું નહિ હોવાથી, અને તેના ભાગ પાડી શકાતા નહિ હોવાથી, શરીરમાં આત્મા ઘેરાઈ ચોંટી રહેતો

**નથી**, તેમ ખુદાઈ તત્વના એક છુટા અંશ યાને ભાગ જેવો આત્મા હોતો નથી, પણ આત્મા અને ખુદા એક અખંડ તત્વ છે. તેથી જે ધર્મોમાં આત્મા અમર છે એમ કહ્યું છે તે સત્યજ છે, પણ જેઓ આત્માને પેદા કરેલો માને છે તે **સમજ** ખોટી છે. કેમકે જે ઉત્પન્ન કરી શકાય છે, તેનો નાશ પણ હોય છે, એ સિધ્ધાંત સર્વ માન્ય છે. માટે આત્મા અમર હોય તો ઉત્પન્ન કરેલો હોવો નહિ જોઇએ, અને ઉત્પન્ન નહિ કરેલો એવો આત્મા હોય તો તે ખુદાઈ તત્વ હોવું જોઇએ. કેમકે કોઇએ પેદા નહિ કરેલો એવો, પોતેજ પોતાની ખુદરતથી હયિાતી ભોગવતો એક માત્ર ખુદાપાકજ છે. એવી રીતે આત્માની સ્થિતિ સમજાવીને, તત્વજ્ઞાનીઓ શીખવે છે કે, આત્મા અને ખુદા જુદા નથી. ખુદા પોતાની પેદાયશથી દૂર રહીને નહિ પણ ભિત્તરમાં રહીને, દરેકને જીવન આપે છે, નિયમમાં રાખે છે, અને સઘળાને સંભાળે છે. એ શિક્ષણ જ્યારે જગતમાં સ્પષ્ટ સમજાશે ત્યારેજ ખુદાનો ડર લાગશે, અને કોઈ કોઇના ઉપર અત્યાચાર કરશે નહિ.

## મનુષ્ય.

મનુષ્યનું નજરે પડતું એક શરીર, એકેકથી શૂક્ષ્મ, એકેકમાં સમાઇને રહેલાં, એવાં સ્થુલ, શૂક્ષ્મ, અને કારણ (causal) શરીર મળીને, ત્રણ શરીરોનું બનેલું હોય છે. વળી એ ત્રણ શરીરો એકેકમાં સમાઇને રહેલાં, એકેકથી શૂક્ષ્મ એવા પાંચ કોશો (encasements) ના બનેલાં હોય છે. સઉથી સ્થુલ

નજરે પડતાં શરીરને અન્નમય કોશ કહે છે. શૂક્ષ્મ શરીરમાં ત્રણ કોશો છે, તેમાં અન્નમયથી શૂક્ષ્મ પ્રાણમય કોશ છે. તેના વડે મનુષ્યને કાર્ય કરવાની શક્તિ ( energy ) છે. પ્રાણમયથી શૂક્ષ્મ મનોમય કોષ છે, તેના વડે વિચારશકિત અને જ્ઞાનશક્તિ હોય છે. મનોમયથી શૂક્ષ્મ વિજ્ઞાનમય કોષ છે. એ થકી મનુષ્ય પોતાના સંસ્કાર પ્રમાણે, અમુક કાર્ય કરવા અથવા નહિ કરવાનો નિશ્ચય કરે છે. એ વિજ્ઞાનમય કોષ જોખમદાર વ્યકિત (responsible ego) છે. એની વાસનાને અનુકુળ પદાર્થોની પ્રાપ્તી થકી સુખ, અને પ્રતિકુળ પદાર્થો મળવાથી દુઃખ, એ વિજ્ઞાનમય કોષજ ભોગવે છે. આત્મા થકી એ વિજ્ઞાનમય કોષ અતિયંત પ્રકાશવાળો હોય છે.

વિજ્ઞાનમયથી શૂક્ષ્મ આનંદમય કોષ છે. જેમ ઝાડ બીજમાં અપ્રકટ (non-manifest) રહે છે તેમ, મનુષ્યની વાસના આનંદમયમાં અપ્રકટ રહે છે. એ અપ્રકટ વાસનાને સંસ્કાર કહે છે. આનંદમય કોષ કારણ ( causal ) શરીરમાં રહે છે. આનંદમયથી શૂક્ષ્મ આત્મા છે. એ આત્મા ચૈતન્ય (Spirit) રૂપ છે, અને પાંચ કોષોમાં વ્યાપી રહયો છે. લોહ ચુંબકના બળ થકી લોઢાંનો કકડો ચૈતન્ય બતાવે છે, તથા અગ્નિ (heat) થકી લોઢાંનો કકડો અગ્નિમય થઈ રહે છે, અને અગ્નિના જેવોજ દાહક અને પ્રકાશક સ્વભાવ બતાવે છે તેમ, એ પાંચે કોષો, લોઢાંના કકડા જેવા જડ યાને અચેતન હોવા છતાં, ચૈતન્યમય આત્મા થકી, ચૈતન્યમય બની રહે છે, અને પોત પોતાનો વ્યવહાર ચલાવી શકે છે.

આનંદમયમાં રહેલા સંસ્કાર મુજબ, વિજ્ઞાનમય, અમુક કાર્ય કરવાનો, યા નહિ કરવાનો, નિશ્ચય, મનોમયમાં ઉતારે છે, મનોમય તે પ્રાણમયમાં ઉતારે છે, અને પ્રાણમય તે પ્રમાણે અન્નમય શરીરને વરતવાની શક્તિ (energy) આપે છે. એવી રીતે પ્રાણીઓ જગત વ્યવહાર ચલાવે છે. અને પોતાના સંસ્કાર, એટલે અપ્રકટ વાસનાને અનુસરતા, શરીર અને બુધ્ધિ ધરાવે છે. રંગ રૂપ કે ન્યાત જાત થકી, મનુષ્ય ઉચ્ચ કે નીચ હોતો નથી, પણ પોતાના ઉચ્ચ કે નીચ સંસ્કાર પ્રમાણે, ખરેખરો ઉચ્ચ કે નીચ હોય છે.

મનુષ્યના ત્રણ શરીરોમાંનું નજરે પડતું સ્થુલ શરીર, એટલે અન્નમય કોશ મરણને આધીન છે. સૂક્ષ્મ અને કારણ શરીરો, પોતામાંના ચારે કોશો સહિત, જન્મના ફેરામાં પડેલો વ્યક્તિ (ego) છે. તે કુદરતની મનુષ્ય જીંદગી માટેની છેવટની નેમ goal પાર પડે, યાને રવાન ઓળખતગી થાય, ત્યાં સુધી, અમર રહે છે, અને આ દુનિયા તથા બહેસ્ત દોઝખના ભુવને જીંદગી ભોગવે છે. યાદ રાખવું કે હરકોઈ ભુવને જીંદગી ગુજારવાનું સાધન તો, ત્રીજું શરીરજ હોય છે, જે ભુવને જન્મના ફેરામાં પડેલો વ્યકિત (ego) જાય, ત્યાં વ્યવહાર ચલાવવા તે ભુવનને લગતું ત્રીજું શરીર, ખુદા તેને પોતાની ખુદરતમાંથી બક્ષે છે. જન્મોના ફેરામાં અનેક શરીરો ધારણ કરી, અનેક જીંદગીઓ ભોગવતાં, સત્ય શું અને અસત્ય શું છે તેનો અનુભવ થાય છે, તે પ્રમાણે તેના સંસ્કાર બંધાય છે. અને નવી જીંદગીઓમાં વધારે સારો દેખાવ કરતો રહે છે.

મનુષ્ય જાતની વૃધ્ધિ (Evolution) નો કુદરતી માર્ગ plan એવો છે. જ્યાં વૃધ્ધિ કરવાનું જણાવ્યું છે ત્યાં જ્ઞાન (Intelligence) ની વૃધ્ધિ સમજવાની છે, એકલાં બચ્ચાં બાલાની વૃધ્ધિ કરવાનું સમજવાનું નથી.

## કુદરતની છેવટની નેમ goal

મુક્તિ યાને રવાન બોખ્તગી છે. મનુષ્ય (જ્ઞાન) ની વૃધ્ધિ યાને પ્રગતિકરણ સંપૂર્ણ થાય ત્યાંસુધી અનેક જન્મોની જરૂર છે.

જન્મોના ફેરામાં પડેલો શૂક્ષ્મ અને કારણ શરીરવાળો, ચારે કોષો સહિત, ખુદાનો પેદા કરેલો વ્યકિત (Ego) છે, તે ભલાં કે ભુંડા કાર્યો કરે છે, તેના ફળ ચાખે છે તેમ સુધરતો જાય છે. વિજ્ઞાનમય કોષને પ્રકાશનાર ભિત્તરમાં વ્યાપી રહેલો આત્મા, કશાં કાર્ય કરતો નથી, પણ તેની ચૈતન્ય રૂપ હાજરીને લીધે મળતાં બળ વડે, પ્રાણી માત્ર ચૈતન્યમય બનીને, કાર્ય કરી શકે છે. એવી રીતે મનુષ્યનું ત્રેવડું સ્વરૂપ હોય છે. મનુષ્યનું સ્થુલ શરીર તે તેનું personal self છે. શૂક્ષ્મ અને કારણ શરીર ચારે કોષો સહિત, જન્મના ફેરામાં પડેલું મનુષ્યનું evolving self છે. સઘળા શરીરો અને કોષોની જીંદગીના આધાર રૂપ, ભિત્તરમાં વ્યાપી રહી ચૈતન્ય બક્ષનાર આત્મા છે, તે મનુષ્યનું Spiritual Self અથવા ખરૂં સ્વરૂપ Real Self છે. એવું મનુષ્યનું સ્વરૂપ સમજીને, મરણ, જન્મના ફેરા, અને પ્રગતીકરણ, કોને માટે છે, અને શાને માટે છે, તે ધ્યાનમાં લેવાથી, તેને વિશે નિર્થક સવાલો પુછવાની જરૂર પડશે નહીં.

પ્રથમ મનુષ્ય જાત પોતાને તદન personal self, યાને શરીર, ગણીને જીંદગી ગુજારે છે. જેઓની એ લોક કરતાં વૃધ્ધિ થયલી હોય છે તેઓ, પોતાને જીવરૂપ evolving self ગણીને તે પ્રમાણેની જીંદગી ગુજારે છે, અને જેઓને સત્યજ્ઞાન થયું હોય છે, ને વૃધ્ધિ સંપૂર્ણ થઈ હોય છે તેઓ, પોતાને આત્મારૂપ Spiritual Self ગણીને જીંદગી ગુજારે છે. આત્મા અને પરમાત્મા એકજ અખંડ ચૈતન્ય હોવાથી, એવા જ્ઞાની મનુષ્યો ખુદાઈ ભાનમાં રહે છે ત્યારે એક સિધ્ધ હીંદુ પોતે. "અહં બ્રહ્માસ્મિ," એટલે "હું બ્રહ્મ છું," એમ જાહેર કરે છે. એ આત્મા પરમાત્માના ઐકયની સાબીતી એ છે જે, જુદા જુદા દેશોમાં, જુદા જુદા પુરૂષોએ, જુદા જુદા સમયે, એજ ઐકયનું સત્ય સિધ્ધ (realise) કરીને જાહેર કર્યું છે. ઈરાનમાં કદીમ શાહ જમશેદ, "મનમ યઝદી" યાને "હું ઈઝદ છું," અને બગદાદમાં મુસલમાન સંત મનસુરે "અનલ હક" યાને "હું હક છું" એમ જાહેર કર્યું હતું. અરબસ્તાનના મહાત્માએ કહ્યું છે કે ખુદાને ઓળખવો હોય તો તારા આત્માને ઓળખ, એશીઆ માઈનરમાં ક્રાઈસ્ટે બાતેન શિક્ષણ આપતાં કહ્યું છે કે, I and my Father in Heaven are One. એવી રીતે વેદાન્તને સઘળેથી ટેકો મળે છે.

## સઘળા ધર્મોનો હેતુ એકજ છે.

નાના મોટા સઘળા ધર્મો, ખુદા અને ખુદરતને લગતા જ્ઞાન, તત્વજ્ઞાનને, આધારેજ રચાયલા હોય છે. તેથી તે જુદા જુદા

દેખાવા છતાં એકજ મુળમાંથી નીકળેલા હોય છે, જેમ નાની મોટી નદીઓ જુદા જુદા નામ ઠામ વાળી હોવા છતાં, આખરે સમુદ્રમાંજ જઈ મળે છે. જુદા જુદા દેશોની પ્રજાએ પોતાના સંસ્કાર યાને ખાસીયત ખીલવી હોય તેને અનુસરતો ધર્મ, તે દેશમાં પ્રકટ થયલા ગુરૂ બતાવે છે, અને તે પ્રજા તે ધર્મ પાળીને પ્રગતીકરણમાં આગળ વધે છે. મનુષ્યમાત્રની ખાસીયતના ગુરૂઓએ મુખ્ય ત્રણ વિભાગ પાડયા છે. અને તેને અનુસરતા મુખ્ય ત્રણ પ્રકારના ધર્મો, બતાવી ગયા છે.

તદન સ્વાર્થી ખાસીયતવાલાને, જગતમાં વધારે સારાં ફળ મેળવવા માટે, નાના પ્રકારના દરશન કે જાત્રા જેવા પુજા સવાબના કામો કરવા તેમજ, દેવતાઓનો તથા ખુદાનો ડર રાખવા જેવો ધર્મ બતાવી, તેઓને આગળ વધારે છે. કેમકે એ વર્ગના મનુષ્યો, ભય વિના પ્રિત બતાવતા નથી, એવા વર્ગની પ્રજાને જ્ઞાનીઓ તમોગુણી કહે છે.

ઉપલા વર્ગથી ચઢીયાતા મનુષ્યો, આ દુનિયામાં સુખ અને પેલી દુનિયામાં બહેશ્ત પામવા ચાહે છે, તેઓને ગુરૂઓ ધર્મ, ક્રિયા, સખાવત અને નીતી પાળવાનો ધર્મ બતાવે છે, અને તે પ્રજા તે ધર્મ પાળી આગળ વધે છે. એ વર્ગના મનુષ્યો બક્ષેસ કરનાર ઉપરજ પ્રિત દેખાડે છે, તે વળણને માફક આવે તેવું બક્ષાયશગર ખુદાનું સ્વરૂપ તેઓને સમજાવવામાં આવે છે. એ પ્રજા રજોગુણી ગણાય છે.

સૌથી ચઢીયાતો ત્રીજો વર્ગ એવા મનુષ્યોનો હોય છે કે તેઓ, બન્ને જાહનના સુખની બક્ષેસથી પણ સંતોષ નહીં પામતાં, તેવી બક્ષેસ કરનાર ખુદ ખુદાને પામવાની તલબ કરે છે. તેઓને ગુરૂઓ કૃપા કરીને. ખુદાની મારેફત, યાને ખુદાઈ મેળાપ પામવાનો ધર્મ બતાવે છે. હિન્દુ શાસ્ત્રમાં તેને જ્ઞાન માર્ગ કહે છે. અને તેના શિક્ષણને તત્વજ્ઞાન કહે છે. આરબ અને ઇરાનીઓ તેને બાતેન જ્ઞાન, અથવા બાતેન મઝહબ કહે છે એવા ખુદાઈ મેળાપની તલબગાર પ્રજાને સત્વગુણી પ્રજા કહે છે.

અમુક ધર્મ જાહેરમાં એક સરખો હોવા છતાં. તે ધર્મ પાળનારી પ્રજા તો, પોતાની ખાસીયત મુજબજ, તે ધર્મ પાળે છે. ખ્રીસ્તી, મુસલમાન અને જરથોસ્તી ધર્મ પાળનારી પ્રજાઓ કોમ તરીકે એકત્ર છે છતાં, પોતાના સંસ્કાર યાને ખાસીયતને અનુસરતી રીતે, પોતપોતાના ધર્મો મુખ્ય ત્રણ પ્રકારે પાળે છે. દાખલા તરીકે, જરથોસ્તી કોમમાં એવા પણ છે કે, ખુદાના ડરને ખાતર ખુદાને રાજી રાખવા, પતેત જેવા ભણતર ભણે ભણાવે છે, માનતાઓ લેય છે, અને કોઈ બળવાન શક્તિને મનાવી લેવા, ઇડાં. મરઘાં વિગેરેના ભોગ આપે છે. એ વર્ગથી ચઢીયાતા જરથોસ્તીઓ, બેઉ જહાનના સુખની બક્ષેસ મેળવવા, સખાવત કરે છે, ક્રીયાકામો કરાવે છે, અને ખુબ ભણે ભણાવે છે. એમ કરી બક્ષાયશગર ખુદાને રાજી રાખે છે. એથી ચઢીયાતા જ્ઞાની વર્ગના ગણત્રીના છતાં એવા પણ જરથોસ્તીઓ કોમમાં જણાતા રહ્યા છે કે તેઓ સ્વાર્થ છોડી પરમાર્થના

કાર્યોમાં જીંદગી ગુજારતા, અથવા જગતને બદલે, જગત કર્તાની મારેફત, યાને ખુદાઈ મેળાપ કરવામાં મશગુલ રહેતા. એ ઉપરથી સમજાશે કે એકજ ધર્મ પાળતી એકજ પ્રજામાં, બન્ને જેહાનનું સુખ ઇચ્છનારા, તથા ખુદાઈ મેળાપ ઇચ્છનારા એવા મુખ્ય બે વર્ગો હોય છે, તેથી ખુદાઈ મેળાપ ઇચ્છનારા માટે બાતેન માર્ગ, અને દુનિયામાં મચ્યા રહેનાર માટે, જાહેર માર્ગ યાને સર્વ સાધારણ મઝહબ, ગુરૂઓ સ્થાપી આપે છે. એ જાહેર માર્ગ એવી સફાઇથી રચેલો હોય છે કે, તે મારગે જનાર આખરે આપોઆપ બાતેન માર્ગે જઈ પહોચે છે. યુનીવરસીટીમાં પહોચવા માટે સ્કુલ તથા કૉલેજના શિક્ષણ જુદા હોવા છતાં આયંદે, બન્ને યુનીવરસીટીમાંજ કામ પડે છે તેમ, જાહેર માર્ગમાંથી બાતેન માર્ગે જવાનું, અને આયંદે ખુદાને પામવાનું છે. જરથોસ્તી ધર્મમાં ઉપર પ્રમાણે બાતેન જ્ઞાન બીજા ધર્મો પેઠે હોવું જોઇએ. પણ હાલમાં તે જણાતું નથી તેથી તેવું જ્ઞાન હશેજ નહીં, એમ કહેવું વાજબી નથી. જરથોસ્તી ધર્મની કેટલીક ફીલસુફીએ હિન્દી બાતેન જ્ઞાન યાને વેદાંતને મુળ મુદ્દામાં મળતી આવે છે, તે તત્વજ્ઞાન ધ્યાનમાં લેવાથી સમજી શકાશે, અને જે જરથોસ્તી ફીલસુફી ઉકેલી શકાતી નથી તેનો ખુલાસો થઈ જશે.

## મનુષ્યનું સત્ય સ્વરૂપ.

## Man's Real Self.

મનુષ્ય અનેક તત્વોનો બનેલો છે, માટે મનુષ્યનું સત્ય સ્વરૂપ શું છે તે જાણવું જોઇએ. જીંદગી બચાવવા ખાતર

પોતાના સ્થુલ શરીરના અવયવોનો ભોગ આપવા મનુષ્ય તૈયાર થાય છે, તે બતાવે છે કે અવયવો કરતાં શરીરની જીંદગી વધારે વહાલી છે. જ્યારે નહીં ખમાય એવી શરીર વેદના થાય છે ત્યારે, મનુષ્ય ઇચ્છે છે કે પોતાનું શરીર યાને દેહ છૂટે તે સારૂં, તે સાબીત કરે છે કે, તેવું ઇચ્છનાર સ્થુલ શરીરથી પર (above) એવો જુદો હોવો જોઇએ. કેમકે શરીર સુખ આપતું જણાતું નથી ત્યારે, તેનો પણ ભોગ આપવા તૈયાર થાય છે. એવું ઇચ્છનાર શૂક્ષ્મ શરીરોવાળું મનુષ્યનું evolving self છે. તેમજ આ જગત તથા બહેસ્ત દોઝખના ભુવનોમાં કર્તા ભોકતા હું છું એવું હુંપણુ કરનાર, પણ મનુષ્યનું એ evolving self છે. ભિત્તરમાં આત્મા યાને મનુષ્યનું spiritual self ન હોય તો, શૂક્ષ્મ શરીરવાળું મનુષ્યનું evolving self કાર્ય કરી શકે નહીં, અથવા હુંહું કરીને પ્રકટ થઈ શકે નહીં.

એવું હોવાથી, જેમ લાકડાંના કકડામાં અગ્નિ વ્યાપી રહેવાથી લાકડું અગ્નિમય થઈ કાર્ય કરી આપે છે ખરૂં પણ લાકડું ખરેખર અગ્નિ નથી તેમ, ભિત્તરમાં આત્મા વ્યાપી રહેવાથી, evolving self કાર્ય કરી શકે છે, અને હુંહું કરીને પ્રકટ થાય છે ખરૂં, પણ તે ખરેખરો હું નથી. બાળવાનું ખરેખરૂં કાર્ય કરનાર લાકડું નહીં પણ અગ્નિ છે તેમ, હુંહું કરીને પ્રકટ થનાર evolving self નહીં, પણ આત્મા યાને મનુષ્યનું Spiritual Self છે. તેથી મનુયષ્નું Real Self આત્મા છે. એમ જ્ઞાનીઓ કહે છે.

જેમ એક ઍનજીનમાં, સ્ટીમ પાવર, ઍનજીન, અને ઍનજીન ડ્રાઈવર, એવા ત્રણના મેળથી કાર્ય થાય છે તેમ, સ્ટીમ પાવર તે જાણે મનુષ્યનું Real Self આત્મા છે, ઍનજીન ડ્રાઈવર તે જાણે મનુષ્યનું શૂક્ષ્મ evolving self છે, અને ઍનજીન તે જાણે સ્થુલ શરીર છે. સ્ટીમ પાવર તહરેવાર સંચાઓ મારફતે હુંહું કરી પ્રકટ થાય છે. સ્ટીમ પાવર, પોતે સ્ટીમ પાવર છે એમ જણાવતો નથી, પણ ઈન્જિનેરી જ્ઞાન વડે જાણી શકાય છે કે તે સ્ટીમ પાવર છે તેમ મનુષ્ય તત્વો મારફતે હુંહું કહીને પ્રકટ થનાર આત્મા છે એમ જણાવતો નથી, પણ ગુરૂ કૃપાથી તત્વજ્ઞાન વડે સ્પષ્ટ સમજાય છે કે તે આત્મા છે. સ્ટીમ પાવર માત્ર ઉઉ કરીને પ્રકટ થાય છે, અને અણદીઠ રહીને કાર્ય થવા જોગું બળ પુરૂં પાડે છે તેમ, આત્મા માત્ર હુંહું કહીને પ્રકટ થાય છે, અને શરીરનો વહેવાર ચલાવવા પુરતું બળ પુરૂં પાડે છે. ડ્રાઈવર સ્ટીમ પાવરના ઉપયોગ માટે જવાબદાર છે તેમ, મનુષ્યનું શૂક્ષ્મ evolving self આત્મબળના ઉપયોગ માટે જોખમદાર છે. સ્ટીમ પાવરને ઍનજીન ડ્રાઈવરના કાર્ય સાથે કશી લેવા દેવા નથી તેમ, આત્માને મનુષ્યના શૂક્ષ્મ evolving self ના કાર્ય માટે કશું લાગતું વળગતું નથી. જન્મોના ફેરામાં પડેલો મનુષ્યનો શૂક્ષ્મ evolving self કરણી કરે છે તેના ફળ કર્મના કાયદા પ્રમાણે તેને મળ્યા કરે, અને તેની (જ્ઞાનની) વૃધ્ધિ થયા કરે, એવી ખુદાએ પોતાની ખુદરતમાં રચના રાખી છે. પ્રથમ પોતાને સ્થુલ શરીર રૂપ સમજનારો મનુષ્ય રફતે રફતે, અનેક જન્મોનાં ફેરા પછી, પોતાનું સત્ય સ્વરૂપ, યાને Real Self જાણે એવી

કુદરતની છેવટની નેમ છે. પોતાનું સત્ય સ્વરૂપ સિધ્ધ realise કરવું કાંઈ સહેલું નથી. શરીરમાં મન લગાડી જેમ મનુષ્ય શરીર રૂપ બની રહ્યા છે તેમ, પોતાના સત્ય સ્વરૂપ આત્મામાં મન લગાડી, આત્મરૂપ બની રહે, ત્યારેજ સત્ય સ્વરૂપ સિધ્ધ કીધું કહેવાય, અને કુદરતની છેવટની નેમ goal ને પહોંચ્યા કહેવાય, અને તમે પોતે આત્મા છો એમ કહી શકાય. તત્વ-જ્ઞાન વડે આગલ સાબેત કરી ગયા તેમ આત્મા અને પરમાત્મા અખંડ એકજ ચૈતન્ય રૂપ છે તે પ્રમાણે આત્મમય બનવું તે બ્રહ્મમય બનવા બરાબરજ છે તેથી એવી સ્થિતિમાં "હું બ્રહ્મ છું" બોલવાનો અધિકાર (લાયકાત) મળેલો ગણાય છે.

## જીંદગી માટેની ખુદરતની નેમ.

## Goal of Life.

વાસના (desires) ભોગના પદાર્થો સુખશાંતિ કે તૃપ્તિ આપતા નથી પણ જેમ વધારે ભોગવાય છે તેમ તે ભોગવવાની તૃષ્ણા વધતી જાય છે અને તેવા પદાર્થો મેળવતાં કષ્ટ અધિકજ વેઠવું પડે છે માટે જગતના એવા પદાર્થો તરફ મોહ રાખવો મિથ્યા છે એવો જ્યારે મનુષ્યને અનુભવ થાય છે ત્યારે તેની વાસના ઇચ્છાનો ત્યાગ થાય છે અને જગતના પદાર્થો ઉપરનો તેનો મોહ ઉઠી જાય છે. એને વૈરાગ્ય કહે છે ભોગ પદાર્થોની વાસના જતી રહે છે અને જગતમાંથી મન છુટી જાય છે એવા વૈરાગી યાને ત્યાગી મનુષ્ય શુધ્ધ પવિત્ર થયલો કહેવાય છે.

એવા ત્યાગી મનુષ્ય ગુરૂજ્ઞાન વડે પોતાનુ મન ભિત્તરમાં વ્યાપીરહેલા આત્મામાં વળગાડે છે તે પ્રયોગ સિધ્ધ કરી શકે તેને આત્મજ્ઞાન થયુ કહેવાય છે. આત્મજ્ઞાન થયુ એટલે આત્માને પામ્યા એમ સમજવું આત્મજ્ઞાન તેજ બ્રહ્મજ્ઞાન છે તેથી આત્માને પામવુ તે ખુદાને પામવા બરાબરજ છે એવી સિધ્ધિ થકી શરીરની જીંદગીનુ બંધન છુટી જાય છે અને જીંદગી માટેની ખુદરતની નેમ Goal of Life પાર પડેલી ગણાય છે કેમકે જન્મોના ફેરામાં પડેલા શરીરો હવે પોતાના સામાન્ય તત્વોમાં મલી જાય છે. એવારીતે સઘલા ભય અને દુખનુ મૂલ જે શરીર છે તેની જીંદગી હમેશને માટે ખતમ થાય છે અને તેને મુક્તિ મળી કહેવાય છે. ખુદામાંથી પ્રકટ થયલી જીંદગી અનેક જન્મો અને અનેક શરીરો ધારણ કરીને જગતના મિથ્યાપણાનો અનુભવ કરીને જગતને તજી દેય છે અને જગતકર્તા (ખુદા) તરફ વળીને અંતે ખુદામાં જઈ મળે છે.

દરેક જીંદગીનું છેવટ ખુદાને પામવામાં આવે એવી ખુદરતની નેમ અને રચના છે. ખુદાને પામવાથી મુક્તિ મલે છે. જેમ કારણમાંથી કાર્ય પ્રકટ થાય છે અને અંતે કાર્ય પોતાનાજ કારણમાં લય થઈ જાય છે. જેમ બીજમાંથી વૃક્ષ પ્રકટ થાય છે અને અંતે વૃક્ષ બીજમાં લય થઈ જાય છે તેમ જીંદગી ખુદામાંથી પ્રકટ થાય છે અને અંતે ખુદામાંજ લય થઈ જાય છે. રાજાકે રંકને સઘલા દુખ શરીરને લીધે હોય છે. શરીરની જીંદગી એક બંધન છે, તે બંધન તોડવા જ્ઞાનની જરૂર છે; તે જ્ઞાન માર્ગ દેખાડનારા ગુરૂને હજારો હજાર નમસ્કાર હોજો.

# અષોઇ.

વૈભવ ભોગવવા રાજપાટ આપવાની લોકોની માંગણીનો અસ્વીકાર એટલે વાસના ભોગના પદાર્થોનો ત્યાગ અને ખુદાઈ મેળાપ યાને યોગ માટેનો એકાંત વાસ એ અષો જરથોસ્ત સાહેબના બે મુખ્ય લક્ષણો ઉપરથી અષોઇનો વિચાર કરવાનો છે.

જરથોસ્તી ધર્મ મુજબ જીંદગીની નેમ અષો બનવાની છે અને અષો થવા માટે પાક મનશની, પાક ગવશની અને પાક કુનશની અવશ્યની જણાવી છે. અષોઈ સૌથી મોટો સદગુણ ગણાયા છે અને જેઓ અષો હોય તેઓની સૌથી વધારે વખાણ કરવામાં આવી છે, આ હાડમંદ (સ્થુલ) જગતના નરનારીઓ અષો હોવા માટે પૂજય ગણાયા છે એટલુંજ નહિ પણ પેગામબર સાહેબ તથા મીનોઈ જગતની ખુદાઈ શક્તિઓને પણ અષો કહી પૂજ્યભાવ બતાવવામાં આવ્યો છે, તે ઉપરથી જણાય છે કે અષોઈ મીનોઈ સદગુણ મનાયો છે.

જે પાક પવિત્ર હોય તે અષો કહેવાય છે એટલે જે નર નારીઓ મનશનીથી, ગવશનીથી તેમજ કુનશનીથી પાક પવિત્ર હોય છે તેઓજ અષો કહેવાય છે. પવિત્ર મન એટલે અંતઃકરણ હોય તેની મનશની પાક કહેવાય છે, પવિત્રવાણી બોલે છે તેની ગવશની પાક કહેવાય છે અને જેના કાર્યો પવિત્ર હોય છે તેની કુનશની પાક કહેવાય છે. અષોઈ હાસલ કરવાની જીંદગીની નેમ છે તે નેમ પાર પાડવા માટે જ્ઞાન મેળવવાની જરૂર છે અને જ્ઞાન મેળવવા માટે જીંદગીની નેમ પાર પાડવામાં

પોતાની તેમજ પારકાંઓની જીંદગીને લાભ કરનારી મનશની, ગવશની તથા કુનશની સવાબ નિપજાવનારી ગણાય છે કેમકે તે ખુદરતની સાથે રહીને કાર્ય કરનારી (Co-operating) છે અને અષોઈ હાસલ કરવા ખુદરતે જીંદગી બક્ષી છે તે જીંદગીને નુકસાન પુગાડનારી મનશની, ગવશની તથા કુનશની ગુનાહ નિપજાવનારી ગણાય છે; કેમકે તે ખુદરતની સામે કાર્ય કરનારી ( Counteracting ) છે. સવાબ અને ગુનાહની એ સત્ય સમજણ છે.

જે આદમીની મનશની પાક હોય છે તેની ગવશની તેમજ કુનશની પણ પાકજ હોય છે કેમકે મનશની એટલે મન પાક હોય તો વાણી મારફતે પાક શબ્દોજ નીકળે અને કાર્યો પણ પાકજ કરાય. એક આદમી જેની મનશની પાક નહિ હોય છતાં આલમને ઠગવા માટે તેની વાણી પાક દેખાડી શકે છે તેમજ ડોળધાલું પાક કાર્યો કરી દેખાડે છે, એવું હોવાથી એક આદમીની કુનશની કે ગવશનીના જેવીજ તેની મનશની પણ હોવી જોઇએ તે બનવા જોગ નથી પણ આતો ચોકકસજ છે કે એક આદમીની મનશની પાક હોય છે તે તેની ગવશની તેમજ કુનશની પાક હોવાંજ જોઇએ. એક આદમી પોતાની મનશની એટલે મન નહિ છતાં પાક વાણી કે પાક કાર્યોમાં જીંદગી ગાળે તોપણ તેની મનશની પાક બની શકતી નથી તેમજ પેટને ખાતર અથવા ડોળને ખાતર ફરજ્યાત કોઈ આદમી અવસ્તા-વાણી ઉચ્ચારે અથવા પાક ક્રિયા કામમાં આખી જીંદગી ગાળે તોપણ તેની મનશની પાક થતી નથી.

હાલમાં કેટલાક એમ કહે છે કે આદમીની પોતાની ગવશની તથા કુનશની થકી મનશનીને અસર થાય છે માટે તનની પાકીઝગી અને માથ્રવાણી પેહલી અગત્ય ધરાવે છે. એ સિધ્ધાંત તત્વજ્ઞાન વડે પૂરવાર થતું નથી જો એ સિધ્ધાંત સત્યજ હતે તો સઘળા ધર્મગુરૂઓ એકે એક પાક મનશનીના અષોજ હતે; પણ સૌ કોઇ જાણે છે કે અનુભવમાં તે સાબીત થતું નથી, માટે તત્વજ્ઞાન સિધ્ધ કરે છે તેમ ગવશની તથા કુનશની પાક હોવા માટે પાક મનશનીજ પેહલા અગત્ય ધરાવે છે.

## કુનશની.

પોતાની તેમજ બીજાઓની જીંદગી માટે જરથોસ્તીઓએ પાક કુનશની તરીકે શરીર, ખોરાક, રહેવાની જગ્યા, આતશ, હવા અને પાણી વિગેરે અશુધ્ધ વસ્તુઓના ચેપથી બચાવવાનાં અને પાક સ્વચ્છ રાખવાના જરથોસ્તી નિયમો પાળીને જગત વહેવારમાં મશગુલ થવું જોઇએ. જરથોસ્તી ધર્મ જે વહેવાર હરામ કહે તેવા વહેવારથી દુર રહેવાનું છે અને જે વહેવાર હલાલ યાને કાયદા પૂર્વક ઠરાવ્યો હોય તેવો વહેવાર જગત સાથે રાખવાનો છે. એ વહેવાર ચલાવતાં મુખ્ય સિધ્ધાંત ખાસ કરી એ યાદ રાખવાનો છે કે જેવી રીતે પોતે જીવવાનો હક માંગો છો તેવીજ રીતે બીજા સઘળાને જીવવાનો હક ભોગવવા દેવો જોઇએ (Live and let live). એ અમુક પ્રજાનો નહિ પણ મનુષ્ય માત્રનો ધર્મ છે; અને અષો મનુષ્યનો તો તે ખાસ ધર્મ છે તેથી એ ધર્મ પશુ પક્ષીઓ સાથેના વહેવારમાં પણ અષો મનુષ્યો પાળે છે કેમકે તે પાળવો જોઇએ, એવો ખાલેસ વહેવાર તે જગત સાથની પાક કુનશની છે.

# ગવશની.

હવે પાક ગવશની એટલે પાક વાણીનો વિચાર કરીએ. હમેશાં સત્ય બોલવું અને ખુદાની યાદમાં ખાલેસ બંદગી પઢવી તે પાક ગવશની છે. તત્વજ્ઞાન શીખવે છે કે સઘલા (force) બળ અને આનંદનું મૂલ (source) ખુદા પાક છે. વાસના ભોગના પદાર્થોમાં ચોંટેલુ ઘણા વિચારોમાં વીંટળાયલું ચિંતાતુર અશાંત મન ભિત્તરમાં વ્યાપી રહેલા ખુદાથી દૂર રહે છે, એવા અસ્થિર અશાંત મનને ભિત્તરમાંના ખુદાના આનંદનો લાભ મલતો નહિં હોવાથી અસુખ (દુખ) જણાય છે. શાંત સ્થિર મન ખુદાની વધારે નઝદીક હોય છે તેથી ભિત્તરમાંના ખુદાના બળ અને આનંદનો લાભ મળે છે, એવી હાલતમાં મનને ખુશાલી જણાય છે અને મનો બળ મજબુત હોય છે. મન એટલે અંતઃકરણને સ્થિર કરી શાંત બનાવવા માટેજ પ્રાર્થના રચાયલી હોય છે, પ્રાર્થના કરવાથી કેટલીકવાર ફળ નિપજે છે તે મનો બળ થકીજ નિપજે છે. પ્રાર્થના તો મનનુ બળ જમાવવાનુ સાધન માત્ર છે.

જેઓ પ્રાર્થનાને સઘળી અગત્ય આપે છે તે અજ્ઞાન છે. બરાબર ગવાયલા રાગનુ ગમી કે ખુશાલીનુ ગાયન રાગને મળતી અમુક અસર બતાવે છે તેમ ધારમીક બંદગીના ઉચ્ચાર ધારમીક લાગણી ઉપજ્ન કરવાની અસર બતાવે છે. ઉચ્ચાર (sound) ની શૂક્ષ્મ અસર હોય છે ખરી પણ તેનેથી મોટો ચમત્કારી ફળ મલવાની હદ બહારની વાર્તા વહેમ માત્ર છે.

બંદગી બંદગી માટે હોય અને ખુદાના નામ ખુદાની યાદ માટેજ હોય. સઘલામાં ભેદ ભરમ જોવાની પણ હદ હોવી જોઇએ. પ્રાર્થના અર્થ સમજીને પઢવાથી અસર વધારે બળવાન નિપજે છે અને સમજ્યા વિનાની પ્રાર્થના નેમવિનના તીર જેવી નિષ્ફળ જાય છે છતાં સમજ્યાવિના અવસ્તા પઢતી વખતે મનમાં એવુ એકીન રાખીને પઢવામાં આવે કે એ પઢીને હું ખુદાની યાદ કરૂં છું તો કંઈક ફળ નિપજે છે ખરૂં.

બંદગીના એજમતી કલામ માટે લખતાં દલગીર છું કે કડવી ગોળી ગળાવવી પડે છે, એ ચમત્કારના વહેમમાં કીમતી જીંદગીઓ બરબાદ થતી જોવાનો કડવો અનુભવ થયો છે તેથી એકીનદાર ભાઇઓને સત્ય સમજાવી નુકસાનથી બચાવવા માટેજ અણગમતી ફરજ બજાવું છું. તત્વજ્ઞાન શીખવે છે કે મ્હારૂં તે સૌથી સારૂં એવો ખુદરતી દરેકને મનનો મોહ હોય છે તે જ્ઞાન થવામાં મોટી નડતર સમાન છે કેમકે તેથી સત્ય જોઈ શકાતુ નથી એવુ હોવાથી જરથોસ્તી ભાઇને અવસ્તા મ્હારી છે તેથી સૌથી સારી છે એવો મોહ રહે તે ખુદરતી છે પણ સત્ય શોધકે તે મોહ જીતી જવો જોઇએ કેમકે જ્ઞાનીઓ મોહને અજ્ઞાન માને છે માટે અવસ્તાની ખુબી જ્ઞાનની કસોટીમાં ટકે એટલી હદ શૂધી માનવાનુ ડહાપણ રાખવું જોઇએ.

૧૩ સદી ઉપરના સોનેરી જમાનામાં રાજપાટ ખોઈ જરથોસ્તીઓ આરબોને હાથે હારી ગયા તે વખતે એજમતી કલામો ચમત્કારી શકિત બતાવી શકયા નહિ. નેરીયો સંગ

ઢવલ જેવા દસ્તુર એજમતી કલામના બળ ઉપર વતનમાં ટકી શકયા નહિ પણ સજાણનો આસરો લેવો પડયો. કરોડોની જરથોસ્તી વસ્તી સોનેરી જમાનામાં શુધ્ધ સ્વરે અવસ્તા ભણતા છતાં દેવ દરૂજને અહારેમન નાબુદ થયાજ નહિ બલકે જોરમાં વધતાજ ગયા ને આખરે જરથોસ્તી રાજપાટ બી ગયા એવી રીતે નતો દુનિયામાં ફતેહ મળી નતો દરૂજી શકિતઓ નાબુંદ થઈ છતાં શું હજી દરૂજો મારવામાંજ જીંદગીનો કીમતી વખત ગાળવો છે ?

મુસલમાન ભાઇઓ પણ એજમતી કલામનો વહેમ રાખે છે અને પીરો કે વલીઓ એવા કલામની ફુંક મારે તો ચાહે તે કરી શકે એવું માને છે પણ જયારે ઇંગ્રેજોની ફોજ દીલ્હીમાં વલીઓને ભરોસે બેઠેલા બાદશાહને પકડી ગઈ ત્યારે શાયર જફરે ગજલ જોડી ગાયુ છે કે "જબ ઘુસી ફૌજે નસારા હર વલી જાતા રહા." એવું જોવા છતાં વિચારવંત જરથોસ્તી બંદગીના એજમતી કલામના ચમત્કાર ઉપર હજી શું ભોળવાયા કરશે ?

સત્ય છે તે તત્વજ્ઞાન શીખવે છે કે સઘળું બળ ખુદા પાકમાંજ છે. ખુદા અંતઃકરણમાં વ્યાપી રહયો છે. મનુષ્ય એ ભિત્તરમાં વ્યાપી રહેલા (અવિત-યો) ખુદામાં જેટલે દરજજે પોતાનું મન મેળવી રહે શકે છે તેટલે દરજજે શક્તિ ધરાવે છે. મહાત્મા પેગામબરો એવી રીતે મેળવેલા મનોબળ વડેજ મોટી શકિત બતાવી ગયા છે. પ્રાર્થના મનને એકાગ્ર કરવાનું સાધન માત્ર છે. પ્રાર્થના થકી એકાગ્ર થયલું મન બળવાન હોય છે

ચાને અમુક હદે શકિત બતાવી શકે છે. મનુષ્યને વિચાર અને ઇચ્છા મન થકી હોય છે બળવાન મનની ઇચ્છા ઘણીવાર પાર પડે છે તેથી પ્રાર્થના કરતાં કરતાં મન એકાગ્ર સ્થિર થવાથી બળવાન હોય છે એવી વખતે કાંઈ ધાર્યું હોય તે બની જાય છે ત્યારે તે બનાવ પ્રાર્થનાના બળના ચમત્કાર મનાય છે પણ ખરી રીતે તે મનોબળનાજ ચમત્કાર હોય છે. પ્રાર્થના સીવાય મન એકાગ્ર કરવાના બીજા સાધનો હોય છે અને તે વડે મેળવેલા મોટા મનોબળ વડે ઘણા ચમત્કારો થતા રહે છે તે સાબીત કરે છે કે અસર નિપજાવવા માટે જે અવશ્યનું છે તે મનોબળજ છે.

ગવશની એટલે વાણી માટે આટલું લખવાની મકસદ એટલીજ છે કે કલામના ચમત્કારને ભરોસો કોઈ ઉદયોગ ચુકે નહિ, ઠગાય નહિ, પણ ખુદાની યાદમાં કરેલી ખાલેસ બંદગીના કલામથી મન ખુદાની નજદીક પહોંચવાની અસર નિપજે છે અને તેથી શાંતિ અને ખુશાલી પેદા થાય છે તેટલું પૂરતું ધારી તે ઉપર સંતોષ પકડી તેનેજ ખરો ચમત્કાર સમજી રહે. એક ખુદાને માનનારી કોમ તરીકે જરથોસ્તીઓએ ખાસ કરીને એક ખુદાઈ પ્રેમ ખીલવવાની તરીકત પાળવી જોઇએ. સૂર્ય, ચંદ્ર, પવન, પાણી, ધરતી કે અગ્નિ જે જે ખુદાની બક્ષેસ છે તે મનુષ્યને કેટલી બધી અગત્યની છે તેનો વિચાર કરી એ બક્ષેસોના ગુણ ગાવા માટેની અવસ્તાવાણી ભલે ભણો, પણ તેવી બક્ષેસો માટે પ્રેમ તો બક્ષાયશગર ખુદા પાકને અર્પણ કરી રહો. ઈઝદ અમશાસ્પંદોની પાસબાની માટે ભલે અવસ્તા-

વાણીમાં તેઓના ગુણ ગાઓ પણ આવા રખેવાલ જેવા સ્વરૂપો પ્રકટ કરવાની મ્હેરબાની માટે સૌપર એકસરખા મ્હેરબાન એવા એક ખુદા ઉપરજ પ્રેમ કરો. સગાવ્હાલાંઓ તથા જગતના પદાર્થો સુખ આપતા જણાય છે તેપણ બક્ષનાર ખુદા પાક છે માટે તે બક્ષેસોને ઘટતી હદમાં સંભાળવા ચાહવા છતાં ખરો ચાહ તો બક્ષાયશગર મ્હેરબાન ખુદાનેજ ઘટે છે એમ માનીને ખુદાઇ પ્રેમ ખીલવો. ટુંકમાં સઘળો પ્રેમ એક ખુદાપાકમાંજ એકાગ્ર કરો એવું શિક્ષણ આપવાનો આ લેખનો હેતુ છે.

## મનશની.

જે ગવશની કે કુનશની સ્વાર્થના વિચાર સહિત થાય તે ગવશની કે કુનશની લાભકારી ભલી નેક પણ હોય છતાં તે પાક મનશનીથી થયલાં કહેવાય નહિ. દાખલા તરીકે બહેસ્ત અને કીરતીને ખાતર કોઇ મનુષ્ય હોસ્પીટલ બંધાવી આપે તે કાર્ય તો ભલુ છેજ તેનુ ફળ પણ ભલુજ મળે ખરૂં પણ તે પાક મનશનીથી થયલું કાર્ય ગણાય નહિ, કશાપણ સ્વાર્થવિના જેને દરદીઓની દાઝ હોય અને દરદીઓને થતા આરામનોજ ખ્યાલ મનમાં હોય અને તે ખાતરજ હોસ્પીટલ બંધાવી આપી હોય તેની મનશની પાક ગણાય છે કેમકે તેનુ મન એટલે મનશની સ્વાર્થથી ખરડાયલી નથી.

જેમ પાણી સુગંધ કે દુરગંધ બન્નેથી નિરાળું હોય તોજ ખાલેસ પાક પવિત્ર ગણાય છે તેમ ભલી કે બુડી બન્ને જાતની વાસના ઇચ્છા અંતઃકરણમાં એટલે મનમાં હોતી નથી તે મન

પાક કહેવાય છે અને મનની એવી સ્વાર્થવિનાની નિષ્કામ હાલત તે પાક મનશની ગણાય છે. કોઈનું ભલું થાય એવા કાર્ય કરીને દુનિયાના સુખ અને બહેસ્તના બદલાની મનમાં આશા રાખવી તે નેક ભલી મનશની છે. એવી મનશનીને સ્વાર્થવિનાની નિષ્કામ પાક મનશની સાથે ભેલી નાખવી નહિ પણ પાક મનશનીનો ભાવાર્થ સ્પષ્ટ સમજવો જોઇએ.

મનુષ્યના મનની સ્થિતિ એટલે મનશનીના મુખ્ય ત્રણ વિભાગ પાડયા છે. જરથોસ્તી પણ એક કોમ તરીકે ત્રણ જાતની મનશનીમાં વહેંચાયલા સમજવા. જેઓની મનશની તદન સ્વાર્થી છે, જેઓ પોતાના થોડા લાભને ખાતર બીજાઓને થતા મોટા નુકશાનની પરવા કરતા નથી, જેઓ પોતે મેળવે તેથી ઓછુંજ આપવાની યુકિતમાં રહે છે તેઓ નાપાક મનશનીના વર્ગના ગણાય છે.

બીજો વર્ગ પ્રમાણીક કમાઈ કરી સખાવત વિગેરે નેક ભલા કાર્યો કરી બેહેશ્ત અને માન ચાંદના સુખોની આશા રાખે છે તે ભલી નેક મનશનીવાલો વર્ગ છે. એ વર્ગને ભલી મનશનીનો ભલો બદલો મળયા કરે છે પણ તેઓ ઈશ્વર મેલાપ કે મુકિત પામી શકતા નથી કેમકે સુખ ભોગવવાની આશા બાંધેલી હોય છે તે કર્મના કાયદા (cause & effect) પ્રમાણે ફળવીજ જોઇએ અને તે ભોગવવા પૂનરજન્મો થવાજ જોઇએ. નેક ભલી મનશની થકી આ ભુવન તેમજ બહેશ્તના ભુવનને લગતી બેવડી અસર નિપજાવનારા કાર્ય થાય છે કેમકે આ ભુવનના લોકોનું ભલું કીધું હોય તેઓ પાસે બદલો મેળવવાને

રહે છે, તથા ભલી મનશની એટલે મનનો બદલો મન ભુવને યાને બહેસ્તમાં ભોગવવાનો હોય છે. ભલા કે બુંડા બદલા હમેશના નહિ પણ કીધેલાં કાર્યના પ્રમાણમાંજ તે ભોગવવાની મુદત હોય છે તે ભોગવાઈ રહે કે જીંદગી માટેની કુદરતની નેમ પાર પાડવા જન્મોના ફેરામાં પડી ખુદાને પામીને મુકિત મેળવવાનું બાકીનું કામ આગલ વધારવાનું છે.

ત્રીજો વર્ગ જે બહેસ્ત તથા દુનિયાના સુખોથી ધરાઈ ગયો છે યાને તેનુ પોકળ જોઈ લીધુ છે, તે દુનિયા તથા બહેસ્તના સુખ આપતા જણાતા પદાર્થોને બદલે ખુદ ખુદાની મારેફત એટલે ખુદાઈ મેલાપ પ્રાપ્ત કરવા ચાહે છે. મનુષ્યનો એ વર્ગ પાક મનશની વાલો વર્ગ હોય છે. એવા પવિત્ર પાક મનશનીવાલા મનુષ્યોને ગુરૂ જ્ઞાન માર્ગ યાને બાતેન જ્ઞાન બતાવે છે. એ જ્ઞાનના શિક્ષણ પ્રમાણે વાસના તૃષ્ણા વગરનો એવો પાક અષો થયલો મનુષ્ય ખુદાને પામવા માટે પોતા માટે કશા પણ બદલાની અશા વગર જગત કલ્યાણ અર્થે કાર્ય કરવામાં જીંદગી ગાળતો જાય છે અને તત્વજ્ઞાન વડે મન શાંત સ્થિર બનાવી અવિતન્યો અહુરમઝદ યાને સર્વ વ્યાપક ખુદા ભિત્તરમાં મન યાને અંતઃકરણને પ્રકાશી રહયો છે તેની સાથે એક તાન (in tune) થઈ રહેવાનો અભ્યાસ કરે છે. જ્યારે તે અભ્યાસ પરિપકવ (mature) થાય છે ત્યારે એવા અષોઈની સંપૂર્ણતાને પહોંચેલો મનુષ્ય મહાત્મા કહેવાય છે.

# વોહુમન.

ખુદાઈ મેલાપ માટે સ્વાર્થ વગરના નિષ્કામ પાક મનની હાલત એટલે પાક મનશનીની જરૂર શા માટે છે તેનો હવે વિચાર કરીએ. પાણીનો પરપોટો સમુદ્રની સપાટીની બહાર રહે છે ત્યાંસુધી તે સમુદ્રથી દૂર જુદો રહે છે પણ સપાટી છોડી સમુદ્રની અંદર લય થઈ જાય છે ત્યારે સમુદ્ર સાથે એક રૂપ બની જાય છે ( becomes one with the sea ) લોઢાના કકડામાં અગ્નિ વ્યાપી રહેવાથી લોઢું અગ્નિ જેવુંજ રૂપ પકડે છે તેમ ખુદા મન એટલે અંતઃકરણને પ્રકાશી રહેવાથી મનતો ખુદાના નૂર સાથે એકરસ એક રૂપજ બની રહેલુ છે પણ પોતાના સ્થાનમાં સ્થિર નહિ રહેતાં મન વાસના ભોગના પદાર્થો તરફ ખેંચાયલું પરપોટા પેઠે બહાર રહે છે ત્યાંસુધી તે ખુદાના નૂરથી દૂર ( વિમુખ ) રહે છે અને ભિત્તરમાં વ્યાપી રહેલા ખુદાનું ભાન તેને થતું નથી. જ્યારે મન પોતાના સ્થાનમાં સ્થિર રહે છે ત્યારેજ ખુદાના નૂર સાથે એકરસ થઈ ખુદાના મેલાપનું ભાન કરે છે.

એવી રીતે ખુદાને પહોચવાનું સ્થાન મન એટલે અંતઃકરણજ હોવાથી ગાથામાં પાક જરથોસ્ત સાહેબ ઇચ્છે છે કે "વોહુમન મારફતે એ અહુરમઝદ હું તમને પહોચું" એવી રીતે નિષ્કામ એટલે પાક મન (અંતઃકરણ) મારફતે ખુદાને પહોંચવાનું અષો જરથોસ્ત સાહેબ જણાવે છે. ખુદા સૌથી શૂક્ષ્મ ચૈતન્ય (Spirit) સ્વરૂપ છે અને સઘળે સ્થલે વ્યાપી રહયો છે છતાં ખુદાની હસ્તીનું જ્ઞાન કરાવનારૂં સ્થળ તો મન એટલે અંતઃકરણજ છે,

તત્વજ્ઞાન શીખવે છે કે મન (અંતઃકરણ) થકીજ જ્ઞાન શક્તિ છે તે સત્ય પૂરવાર થાય છે. પેગમબર સાહેબ કહે છે કે "મ્હારા અંતઃકરણમાં અહુરમઝદની ખુશાલી ભરેલી છે" બેશક સચ્ચિદાનંદ સ્વરૂપ ખુદા અંતઃકરણમાં વ્યાપી રહેલા હોવાથી અંતઃકરણ ખુદાઈ આનંદથી ભરપૂર છે તેનું ભાન કરવા મન સ્થિર કરવાનું છે. જરથોસ્ત સાહેબનું મન પાક સ્થિર હોવાથી તેવી ખુદાઇ ખુશાલી ભોગવતા હતા તેજ સત્ય જાહેર કર્યું છે. આટલું વાંચી જોતાં જરથોસ્તી ભાઇઓને સમજ પડશે કે મનશની પાક રાખીને અષો બનવાનું આસાન નથી છતાં મનુષ્ય ધારે તે કરી શકે છે એમ વિચારી હિમ્મત હારવી નહિ. વાસના ભોગના પદાર્થો નજરની બહાર રહેલા છે અને ખુદા પાકને પહોંચવાનું ભિત્તરમાં હોય છે તેથી બે જુદી જુદી દિશાએ એકી વેળાએ પહોંચવાનું તદન અશક્ય છે. કાયમના નહિ એવા વાસના ભોગના પદાર્થો કદી તૃપ્તિ નહિ આપી શકે એવા મિથ્યા છે માટે જ્ઞાની મનુષ્ય તે દિશાએ જવાનું છોડી ખુદા તરફની એકજ દિશા પકડી હમેશનું સુખ શોધવા જાય છે, તેઓ માટેજ અષોઇનો માર્ગ ફરજ્યાત છે. જગતના કે બહેસ્તના સુખ ભોગના સઘળા પદાર્થોની વાસના ઇચ્છા વગરનું એક નિષ્કામ મન તેજ જરથોસ્ત સાહેબનું વોહુમન છે.

## સ્પેના મીનો તથા અંગ્ર મીનો.

જરથોસ્તી સાહિત્ય પ્રમાણે અંતે સ્પેના મીનોની અંગ્ર મીનો ઉપર ફતેહ અને રવાન બોખ્તગી થાય છે. હિન્દિ તત્વજ્ઞાન પ્રમાણે સ્પેના મીનોની અંગ્ર મીનો ઉપરની ફતેહ તે

જ્ઞાનની અજ્ઞાન ઉપરની ફતેહ છે અને તેનું પરીણામ રવાન મોખ્તગી એટલે મુક્તિ છે. અનેક જીંદગી પછી મનુષ્યના મનનું અજ્ઞાન દૂર થાય છે અને જ્ઞાન ખીલી નીકળે છે ત્યારે જ્ઞાનની ફતેહ થઈ કહેવાય છે. સ્પેના મીનો તે જ્ઞાન અને અંગ્ર મીનો તે અજ્ઞાન છે એમ તત્વજ્ઞાન વડે સમજાય છે જ્ઞાન તથા અજ્ઞાન એ મન એટલે અંતઃકરણની હાલત માત્ર છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે સઘળાને ફ્રવષિ યાને ફરોહર હોય છે પણ સ્પેના મીનો તથા એગ્ર મીનોને ફરોહર નહિ હોવાનું લખ્યું છે તે વાજબી છે. કેમકે સ્પેના મીનો તથા અંગ્ર મીનો સ્વતંત્ર હૈયાતીવાલા હોતા નથી પણ જ્ઞાની તથા અજ્ઞાની એવી મનની બે જુદી જુદી હાલત માત્ર છે તેઓ સ્વતંત્ર હૈયાતી ભોગવનારા હોય અને મનુષ્યોને તેઓજ દોરવતા હોય તો પોતાના ભલા કે ભુંડા કાર્યો માટે મનુષ્યો જોખમદાર ઠરે નહિ.

એવું હોવાથી જ્ઞાનીઓ સમજાવે છે તેમ બે મીનો તે જ્ઞાન અને અજ્ઞાન છે એમ માનવામાંજ સલામતી રહેલી છે અને બે મીનોની વાર્તા માત્ર અલંકાર છે એમ સમજવામાંજ શોભા છે. મનુષ્યો પોતાના મન એટલે અંતઃકરણ મુજબના કર્મો કરતા રહે છે. જ્ઞાની મન વડે ભલાં કાર્યો થાય છે તેમજ અજ્ઞાની મન થકી ભુંડા કાર્યો નિપજે છે. એવા કર્મોનું પરિણામ તે જગત છે યાને મનુષ્યોના જ્ઞાની કે અજ્ઞાની મન મુજબના કર્મો પ્રમાણે જગતને ખુદરત રચ્યા કરે છે તેથી અલંકારમાં કહે છે કે એ બે મીનો જગત રચવામાં ઉપયોગી છે તે ખરૂં છે. સમજમાં ફરક એટલોજ છે કે રચનાર તો ખુદાની

ખુદરત છે પણ રચના મનુષ્યોના મનને અનુસરતી હોય છે અને તેથીજ હમેશાં બદલાતા રહેવાના મનના સ્વભાવ પ્રમાણે જગત હમેશાં બદલાતું રહેતું જણાય છે.

ખુદરત પોતાના ફાંટા મુજબ જગતમાં ફેરફાર કરતી નથી પણ મનુષ્યના મનના ફાંટા મુજબના કર્મોને અનુસરતું જગત રચી આપ્યા કરે છે. ખુદરત પોતાની મરજી પ્રમાણે સુખ કે દુખ આપતી નથી પણ જગતના મનુષ્યોના મન મુજબના કર્મોને અનુસરતુ જગત સુખી કે દુખી હોય છે એવો કર્મનો કાયદો cause and effect ખુદરતમાં અચળ (eternal) છે. જરથોસ્તી ધર્મ ફીલસુફીમાં અંતઃકરણ માટે સામાન્ય શબ્દ મન વપરાયો છે પણ તત્વજ્ઞાન એક અંતઃકરણની મન, ચિત્ત, બુધ્ધિ અને અહંકાર એવી ચાર જુદી જુદી વૃત્તિઓ છે એમ વિગત સાથે સમજાવે છે તે જાણવાથી આ વિષય વધારે સ્પષ્ટ સમજી શકાય છે.

## સ્વાન બોખ્તગી.

જરથોસ્તી ધર્મ અશોઇનો માર્ગ છે. અશોઇની હાલતે પહોચવા પહેલાં અજ્ઞાન દૂર થવાની જરૂર છે. સુખ આપતા જણાતા વાસના ભોગના પદાર્થો કાયમના નથી, તૃપ્તિ આપતા નથી, ઉપરાંત તે મેળવતાં અને સંભાળતાં કષ્ટ પડે છે એવું હોવા છતાં તેવા પદાર્થો તરફ મનનો મોહ રહે તો તે મનનું અજ્ઞાન કહેવાય છે. તે મોહ ટળે છે ત્યારે અજ્ઞાન મટયું ગણાય છે. ઈશ્વર મેળાપ થકી હમેશનું અખંડ સુખ મળે છે એમ જાણીને અનંત સુખના મૂળ એવા ખુદા તરફ મન ખેંચાય છે

અને ખુદા સાથે એક તાન થાય છે ત્યારે જ્ઞાન થયું કહેવાય છે. એ હાલત સંપુર્ણ અષોઈની છે. એજ સ્પેના મીનોની ફતેહ છે. મન ખુદા સાથે એક તાન થઈ રહે તેજ આત્મજ્ઞાન છે અથવા બ્રહ્મજ્ઞાન છે. એ જ્ઞાનનું પરિણામ મુકિત છે. સ્પેના મીનોની ફતેહનું પરિણામ પણ રવાન બોખ્તગી યાને મુકિત છે. એવું પરિણામ એકજ જીંદગીમાં અશકય છે.

## પૂનર જન્મ.

જરથોસ્તી સાહિત્યમાં એકજ નમુનેદાર જીંદગી જોગુ' શિક્ષણ હાલના જરથોસ્તીઓ પાસે બચ્યું હોય તે છતાં જરથોસ્તી ધર્મમાં કેટલીક એવી પણ ફીલસુફીઓ છે કે તેનો ઉંડો વિચાર કરતાં પૂનર જન્મ નહિ માનવાના કરતાં માનવાને વધારે ઉતેજન મળે છે. ધર્મ અદના તથા આલા, ભણેલા તથા અભણ સઘળા માટે એક સરખો હોય છે. પણ એક અભણ ગરીબ જરથોસ્તીને જોતાંજ સમજાય છે કે તેની એકજ જીંદગીમાં તે જરથોસ્ત સાહેબનો અષોઇનો માર્ગ પૂરો કરે તેમ નથી. એવા અશકય માર્ગ યાને ધર્મ માટે કોઈ મગરૂરી લઈ શકે નહિ પણ અષોઇનો માર્ગ એક નહિ તો અનેક જન્મો લઈ પૂરો કરી શકાય છે એમ જાણીને સૌ કોઇને સધિયારો મળે છે. ધર્મ આશા આપનારા હોય છે. ધર્મ નિરાશા ઉત્પન્ન કરવા અથવા માત્ર મન મનાવવા માટે રચાયા નથી પણ સત્યને આધારે રચાયા છે. કહે છે કે પૃથ્વી પેદા કીધી ત્યારના મનુષ્યોના ફરોહરો ખુદાએ પેદા કરી મુકયા છે. જો એમ હોય તો ઘણા બાળકો માત્ર થોડાક કલાક કે થોડાક દિવસની જીંદગી

ભોગવી મરણ પામે છે, તેવા થોડાક કલાકની જીંદગીને ખાતર તે બાપડાંઓના ફરોહરો લાખો વરશથી પેદા કરી રાખી મુક્યાં હોય છે અને કયામત આવે ત્યાંસૂધી લાખો વરશ ખોરંબે નાખી મુકવાના હોય છે એમ જેઓ ટાઢે પેટે કહે છે તે આ જમાનામાં કોઈ માની શકે નહિ પણ તે પેદા થયા પછી જન્મોના ફેરામાં પડેલાં છે એમ કહે તે વધારે માનવા જોગ લાગે છે. કોઇને સુખ તો કોઇને અણહદ દુખ ખુદા પોતાના ફાંટા મુજબ આપે છે એવું માનવા કરતાં કોઈ ઇન્સાફથીજ (કર્મના કાયદા) રૂએ મનુષ્યને સુખ દુઃખ પહોચે છે એ માનવું વધારે અકકલ પસંદ લાગે છે.

સવાબ અથવા ગુનાહના બદલામાં હમેશનું (eternal) બહેસ્ત અથવા દોઝખ ભોગવવાનું કહેવા કરતાં સવાબ અને ગુનાહના પ્રમાણમાંજ બહેસ્ત અને દોઝખ અમુક (limited period) હદ સૂધી ભોગવવાનું કહેવું વધારે ડહાપણવાળું જણાય છે. એ ઉપરાંત બીજા ઘણા વિચાર કરતાં પૂનર જન્મ નહિ માનીએ તો ખુદા પાક એક સરખો દયાળુ અને અદલ જરથોસ્તી ધર્મમાં મનાય છે તેવો પૂરવાર થતો નથી અને આસ્તિક કરતાં નાસ્તિક બનવા તરફ ચંચળ પ્રજા વધારે ખંચાય તેમ છે. માટે પૂનર જન્મ માનવામાં વધારે સલામતી છે. પૂનર જન્મ વિષે તત્વજ્ઞાન જાણવાની તસ્દી લીધા વિના જેઓ બહુ સવાલ અને શંકાઓ કરે છે તેઓ ખરા દિલથી ગુરૂને શરણે જઈ ખુલાસો મેળવશે તો સંતોષ પામશે અને પોતાના નાદાન સવાલો માટે શરમાયાવિના રહેશે નહિ.

આ લેખકે કંઈ મુદત સુધી એ બાબતમાં મનન શ્રવણ વડે ખાતર જમા કર્યા પછીજ એ સિધ્ધાંત અનુસાર આવા લેખ લખવાનું બીડું ઝડપ્યું છે. એ સિધ્ધાંત માનવાથી જરથોસ્તી ધર્મ પાળવા માટે કોઈ નાલાયક બની જતા નથી અથવા વટલી જતા નથી પણ એ સિધ્ધાંત માનવા છતાં આતશ કે આવાં ઇઝદની સેતાયશ તથા બાજ રોજગારના ક્રિયા કામો ખુશાલ કરી શકાય છે તેમજ દોખમે નશીની પણ પસંદ કરી શકાય છે અને તેપણ જ્ઞાનસહિત દ્રઢ એકીનથી કરી શકાય છે.

## અષો જીંદગી.

ઘણા જરથોસ્તી જીગર જાણવાને આતુર છે કે અષો જીંદગી કેવી રીતે ગાળવી અને ધર્મ કેવી રીતે પાળવો એવા જીજ્ઞાસુઓને તે માટે અમુક ફરમાનો બતાવી આંધળા એકીનથી તે પામવાનું કહેવા કરતાં એવું જ્ઞાન આપવાની જરૂર છે કે તે જાણવાથી તેઓ ધર્મના ફરમાનોનું રહસ્ય સમજી જાય અને આપોઆપ રાહે રાસ્તપર આવી જાય. આ લેખકે તેમ કરવાની કોશેશ કીધી છે અને જો કે અત્રે લંબાણથી લખવાનું પાલવતું નથી છતાં અષો જીંદગી માટે થોડીક સૂચના જરથોસ્તી ભાઈઓને લખી છે.

દરેક જરથોસ્તીએ ખુદાનું સ્વરૂપ ખુબ બારીકીથી સમજવું જોઇએ તેમાં ખાસ કરીને ખુદાને અવિતન્યો યાને સર્વ વ્યાપક કહયો છે તેનું સર્વવ્યાપકપણું તથા અમરપણું ખુબ ધ્યાનમાં ઉતારવું જોઇએ તેમજ જીંદગીની છેવટની નેમ અષોઈ

છે તે પાર પાડવા હરદમ કોશેશ કરવી જોઇએ. અષોઇને ખાતર વાસના ભોગના પદાર્થોનો ત્યાગ કરવાનો છે પણ તેટલું જાણુ-તાની સાથેજ કાંઈ સન્યાસી બની જંગલમાં જઈ રહેવાનું નથી. પણ સંસારમાં રહીને તેવા પદાર્થોનું જાતી અનુભવ વડે સત્ય શું છે અને મિથ્યા શું છે તેનું તોલ કરવાનું છે. જુવાન અવસ્થામાં બ્રહ્મચર્યનો અધિકાર ન હોય તો સંસાર ચલાવવા લગનના પવિત્ર ગાંઠથી મરદ અને ઓરતને જોડાવાનું જરૂરનું છે. જોડું તેના રંગ રૂપ કે નખરાંપર મોહીને પસંદ કરવાનું નથી. મોહ તે કાંઈ પ્રેમ નથી. જવાન છોકરા છોકરીઓ પસંદગી કરવામાં કાચાજ નિવડે છે. લાયક ઉમ્મરે માબાપ અથવા પૂખ્ત વાલીઓની પસંદગી પ્રમાણે જોડાણ થવા દેવું. એવું જોડાણ કરવાનો પોતાનો ધર્મ છે એમ સમજવું. પતિવ્રત અને પત્નિવ્રતને ફરજ્યાત માનવું. પરસ્પર બન્નેનું હિત એક સરખું જાણી બે છતાં એક જીવ થઈ પ્રેમ પૂર્વક સંસાર ચલાવવો. સંસાર જ્ઞાન થવા માટે છે, સંસાર ચલાવતાં સઘળા ખેંચાણ કારક પદાર્થોનું અવલોકન કરતા રહેવું અને બુઝોરગો એટલે જ્ઞાનીઓ વાસના ભોગના પદાર્થો અસત્ય મિથ્યા શા માટે કહે છે તેનો જાતી અનુભવ વડે નિશ્ચય કરવો. સંસાર વાસના ભોગના પદાર્થોનું અસત્ય એટલે મિથ્યાપણું શાખવવાની જાણે નીશાળ છે. બોથડ નીશાળીઆની પેઠે એ નીશાળમાં પડી રહેવાનું નથી. પણ ચાલાક નીશાળીઆની પેઠે તે મિથ્યાપણાના જ્ઞાનની પરિક્ષા આપી સંસારની નીશાળમાંથી ઝટ પસાર થઈ જવાનું છે યાને સંસારમાં રહેતા છતાં વાસના ભોગના પદાર્થો-

માંથી સઘળો મોહ ખેંચી લઈ મન પાક કરી નાંખવું. સંસારના કાર્યો વારેસોને સોંપી દઈ પોતે નિષ્કામ એટલે સ્વાર્થ વિનાના કાર્યોમાં જીંદગી ગુજારવી.

પોતાની કે બીજાની જીંદગીને મનશની, ગવશની તથા કુનશનીથી ધોકો પહોચે તેવા કાર્યોમાં પાપ સમજવું તથા પોતાની કે પારકાની જીંદગીને આ સાથે જોડાયલી હોવા જોઇએ "પ્રગતિકરણ" માં લાભકારી થઈ પડે એવા કાર્યોમાં પૂન્ય સમજવું. અષોઈમાં સ્વાર્થ હોતો નથી માટે તે સવાબના કાર્યો આ જગત તથા બહેસ્તના સુખના બદલાની આશા રાખ્યા વગર પરમાર્થે કરવા. ખુદા સર્વ વ્યાપક છે એટલે સઘળાના અંતઃકરણમાં પણ વ્યાપી રહયો છેજ એમ સમજી કોઇને પણ નુકસાન કરતાં તેના ભિત્તરમાંની ખુદાની હાજરીનો ડર રાખવો. અંતઃકરણ મારફતે ખુદાને પહોચવાના જરથોસ્ત સાહેબના બોલ પ્રમાણે ખુદા પોતાના અંતઃકરણમાં પણ વ્યાપી રહેલો હોવાથી મન મારફતે ભિત્તરમાં ખુદાને પહોચવાનો જરથોસ્ત સાહેબની પેઠે એકાંતમાં અભ્યાસ કરવો. મન સંપૂર્ણ પવિત્ર થયું હશે યાને વોહુ મન બની રહ્યું હશે તેજ પળે જરથોસ્ત સાહેબની પેઠે ખુદા પાકને પામશોજ પામશે.

એ અષોઇનો માર્ગ છે. મનુષ્યો જાણ્યે કે અજાણ્યે એ માર્ગ તરફજ જઈ પહોચે એવી કુદરતની રચના (plan) છે ચતુર હોય તે વહેલો ચેતે છે. જેને ખુદા એટલે જગતકર્તા કરતાં જગત વધારે વહાલું હોય યાને વાસના ભોગના મિથ્યા પદાર્થોનો મોહ છુટતો નહિ હોય તેઓ ભલે બદલાની આશા

રાખીને ભલાં કાર્યો કર્યાં જાય. સમ્રજાની સૃજત એકજ છે વખત આવવે તેઓનો પણ મોહ એટલે અજ્ઞાન મટશેજ. જેઓને વાસના ભોગના પદાર્થો તરફ મોહ છે તેઓને તે મોહનો ત્યાગ કરવાનું શિક્ષણ ગળે ઉતરતું નથી કેમકે મોહ તેજ ખરેખરૂ અજ્ઞાન છે અને તેથીજ મોહ થકી ખમવા પડતા દુઃખોનો ખ્યાલ આવતો નથી. મનુષ્યોને દુઃખમાં સબડયા કરવા ખાતર મોહનો ત્યાગ કરવા ગુરૂ કહેતા નથી પણ જે પળે મોહ છૂટે છે તેજ પળે સઘળા દુઃખો પણ છૂટી જાય છે અને અજ્ઞાન મટીને જ્ઞાન પ્રકાશતાંજ મનુષ્યો જ્ઞાનાનંદમાં ચકચુર મસ્ત થઈ રહે છે તે ખાતર દયા લાવીને હમેશનો આનંદ ભોગવવાનો રસ્તો ગુરૂ બતાવે છે. એ શિક્ષણ ગુરૂની મોટામાં મોટી કૃપાજ છે કેમકે એ શિક્ષણ કાંઈ હવાઈ તર્ક નથી પણ જાતે તકલીફ ઉઠાવી સિધ્ધ કરી બીન સ્વાર્થે જાહેર કર્યાં છે અને હજારો વરશથી અંબા મનુષ્યો તેનો લાભ લઈ ખરૂ શાશ્વત (eternal) સુખ ચાખતા રહ્યા છે.

ધર્મના મનની કેળવણીના શિક્ષણ પહેલી અગત્ય ધરાવે છે છતાં જીંદગી અવશ્યની હોવાથી તનની પાસબાનીના શિક્ષણ વિસારી મેલવાના નથી. માટે રીત રીવાજોની તત્વજ્ઞાન વડે આગેવાનોએ તપાસ લઈ સત્ય હોય તે ગ્રહણ કરવા અને અસત્ય જણાય તે તજી દેવા જરથોસ્તી કોમને સલાહ આપવી જોઇએ કેમકે તે તેઓની ફરજ છે. શરીર, ખોરાક, રહેવાની જગ્યા, હવા, અગ્નિ અને પાણી સ્વચ્છ રાખવાના નિયમો પળાવાજ જોઇએ પણ તે નિયમોની અસર માટે વહેમી ખ્યાલો ઉભા કરવાથી તે નિયમોનું સત્ય ઢંકાઈ જાય છે તે ધ્યાનમાં રાખવું.

# માસિક માંદગી.

માસિક માંદગી અને સુવાવડના નિયમો પળાવા જોઇએ પણ તે જીંદગીનાં જોખમે પળાવા જોઇએ એમ કેહવું તે કુદરતની નેમ વિરૂધ્ધજ છે કેમકે એવા નિયમો જીંદગી નીભાવવા શરીરને સંભાળવા માટે પાળવાના છે. શરીરના જોખમે પાળવાના નથી. માસિક માંદગી કે સુવાવડ કાંઈ ઓરતોના પાપકર્મ નથી પણ શરીરની કુદરતી ક્રિયા છે. એવી હાલતના મેલના ચેપથી બચવું જોઇએ. અડકવાથી ચેપ લાગે નહિ તે ખાતર નહાવું ધોવું જોઇએ. ઓરતોએ અલગ રહેવું જોઇએ પણ અલાહેદાપણું જાળવવામાં ધખારા ખાતર હદ બહાર જવાની જરૂર નથી.

જડ તત્વ જડનેજ અસર કરી શકે છે એમ હોવાથી ઓરતોની એવી હાલતના મેલનો ચેપ શરીરનેજ અસર કરે છે એની બહેસ્ત દોઝખના શૂક્ષ્મ ભુવને અસર હોતી નથી. દોઝખ નાપાક શરીરથી નહિ પણ નાપાક મનશનીથી મળે છે. ઝાડા, પીશાબ, વિર્યપાત અને દસ્તાન અશુધ્ધ તત્વ છે તેના દૂરગંધ અને ચેપથી શરીરને નુકસાન પહોંચે છે ખરૂં પણ અમુક છેટે અલગ રહેવાથી તે કાંઈ નડતાં નથી. એ હાલતમાં અપવિત્ર શૂક્ષ્મ પ્રવાહો ફેલાવાની વાત વહેમ માત્ર છે. જો એ પ્રવાહોનો સિધ્ધાંત સત્ય હોય તો અસલથી આજ સુધી આતશબહેરામો વસ્તીની વચમાં રહેલાં હોવાથી અશુધ્ધ અને અપવિત્ર થઈ ગયલાં હોવાં જોઇએ, અને નારીઓને પણ અશો

કહી છે તેમ એ અપવિત્ર પ્રવાહને લીધે અષો કહી શકાતે નહિ. પવિત્રાઈ વધારે દેખાડવાના ડોળને લીધે અથવા પવિત્રાઈ જાળવવાના વહેમી ધખારાને લીધે એવી હાલત માટેના જીંદગીને જોખમ લાગે તેવા રીત રીવાજો દાખલ થયા હોય તે અકાબરોએ નારવા ઠરાવી કોમની રાહબરી કરવી જોઇએ.

## બહેશ્ત અને દોઝખ.

બહેશ્ત દોઝખ જેવા એકેકથી શૂક્ષ્મ એવા ભૂવનોની હસ્તી છે તેમાં શક નથી. ચઢ ઉતર લાયકાતવાળા તે ભૂવનના વતનીઓ પણ હોય છે. આ દુનિયામાં વસનારને આપણે જોઇએ છીએ તેવું સ્થુલ શરીર છે તે મરવા પછી કરણી પ્રમાણે શૂક્ષ્મ શરીરવાળો જન્મોના ફેરામાં પડેલો વ્યક્તિ એટલે મનુષ્યનું evolving self જે શૂક્ષ્મ ભુવને જાય ત્યાં તે ભૂવનને લગતું ત્રીજું શરીર તેને મળે છે. ચેહારમની બામદાદે કેરદાર મળે છે તેજ એ ત્રીજું શરીર સમજવું. એવી રીતે ત્રણ શરીરો હોય તોજ જીંદગી ગુજારી શકાય છે.

જેમ સાધારણ રીતે આપણા સ્થુલ શરીર વડે શૂક્ષ્મ ભુવનના શૂક્ષ્મ શરીર જોઈ શકાતા નથી કે તેને કશુ કરી શકતા નથી તેમ તે શૂક્ષ્મ શરીરવાળા આપણા સ્થુલ શરીર જોઈ શકતા નથી કે આપણા શરીરને કશું કરી શકતા નથી. ગુજરેલાંઓ જો જોઈ શકતાં હોય તો આ જગતમાંના પોતાના દુખી સગા વ્હાલાંઓને જોઇને બહેશ્તમાં તેઓ આરામ પકડી શકે નહિ અને કુટુંબને એબ લગારનારને જોઇને સજા કર્યા

વિના રહે નહિ, તેમજ દુશમનોપર વેર લીધા વિના છોડે નાહે. જીવતાંઓ ઉંઘતી વેળા શૂક્ષ્મ શરીરમાં હોય ત્યાંસૂધી આ દુનિયાને ભૂલી જાય છે અને ત્યાંનોજ વહેવાર ચલાવે છે તેમ ગુજરેલાંઓ શૂક્ષ્મ ભૂવને જતાંજ આ દુનિયાને લગભગ ભૂલી જાય છે અને ત્યાંનાજ વહેવારમાં મશગુલ થઈ જાય છે.

તત્વજ્ઞાન વડે સમજાય છે કે આંખ મારફતે અંતઃકરણની ચિત્તવૃતિ અમુક પદાર્થને જોયો એવું ભાન કરાવે છે અને ઉંઘતી વેળા તેજ ચિત્તવૃતિ કંદમાં રહીને શૂક્ષ્મ ભુવનના પદાર્થો જોયા એવું ભાન કરાવે છે. જ્યાંસૂધી આંખ મારફતે આ જગતનું ભાન થાય છે ત્યાંસૂધી અણદિઠ શૂક્ષ્મ જગતનું એટલે બહેસ્ત દોઝખનું ભાન થઈ શકતું નથી. તેથીજ સુધરેલા કહેવાતા ભાઇઓને શૂક્ષ્મ જગત દેખાડી શકાતું નથી. ઉંઘતી વખતે ચિત્તવૃતિ શૂક્ષ્મ ભુવને હોવાથી જેમ આ જગતનું ભાન થતું નથી તેમ શૂક્ષ્મ જગતમાં જનારને આ જડ જગતનું ભાન થતું નથી માટે પારસી ભાઇઓએ અણદિઠ જગતનો મોહ તથા દહેશત હોય તે દૂર કરી ભાર હલકો કરવો જોઇએ.

## બાજ રોજગાર.

શૂક્ષ્મ જગતમાં વસતા મરહુમ સગા વ્હાલા બાજ રોજગારની માન્યતા સાથે ગુજર્યા હોય તેઓના અંતઃકરણમાં પોતાને ટાંકણે કુદરતી બાજ રોજગારની યાદ ઉભરી આવે એ બનવાજોગ છે. માટે તેઓને ટાંકણે પ્યારથી તેઓને યાદ કરો, ગુંજાશ પ્રમાણે ન્યામત ફુલ, ફળ કે પવિત્ર મિષ્ટાન્ન તૈયાર કરી

પોતે સ્વચ્છતા જાળવી તેઓની યાદમાં ભણો, મોબેદ મળી શકે ને તેઓ પાસે ભણાવો છતાં પોતે પણ પ્રેમપૂર્વક યાદકરી તે અર્પણ કરતા હો તેમ સતુમ કે આફ્રીન ગાન જેવા ભણતર ભણી મરહુમો ઉપર પ્રેમ કરો કેમકે ભાડુતી ભણનાર પ્રેમ-પૂર્વક ઇચ્છા એટલે મનશની કરી નહિ શકે અને તેવા ધ્યાન વિનાની એકલી ક્રિયા ધારેલી અસર નીપજાવી નહિ શકે એમ તત્વજ્ઞાન શીખવે છે.

ભણતર અને ક્રિયાકામ સઘળાને પાળવે તેવું સાદું હોવું જોઇએ. ધર્મ સઘળાથી પળાય તેવો હોવો જોઇએ. આખી કોમે સામાન્ય ફંડ થકી નીભાવી સઘળાને ધર્મગુરૂ મળી શકે એવી યોજના તૈયાર કરવી જોઇએ. વોહરા લોકમાં એવી કોઇ યોજના છે તે તપાસી જોવી જોઇએ. અને સૌથી સરસ વાત તો એ છે જે શ્રીમંત જઇને લોકો ધર્મગુરૂ બની રહે છે તેમ અષો જીંદગી ગુજારવાની ઇચ્છા વાળા જરથોસ્તી ભાઇઓ વૉલન-ટીયર ધર્મગુરૂ તરીકે બહાર પડે તેવાઓને અકાબરોએ ઉતેજન આપવું જોઇએ. હાલમાં ચોખ્ખાઇને બહાને વહેમી પછાડા-અને મોટા ખરચો થાય છે તેનું ખોટાપણું તત્વજ્ઞાન વડે જોઇને આગેવાનો એ પ્રજામત કેળવવું જોઇએ.

વરસમાં એકાદ વખત ખાનપાનના પદાર્થો મરહુમોને પુગાડવાથી તેઓની કાંઇ હંમેશની ભુખ ભાંગતી નથી વળી તેઓને કરણી પ્રમાણે તેઓના ભુવનના બરના ખાનપાન ખુદા જેમ જીવતાંને પૂરાપાડે છે તેમ પુરાપાડે છે. ખુદા સઘળાનોછે અને સઘળે બંદોબસ્ત રાખી શકે છે. માટે મરહુમોને ખાન

પાનના પદાર્થો પુગાડવાનું અર્થ વગરનું જણાય છે છતાં જીવતાંને પાળવી શકે તેટલી હદનો રીવાજ કોમમાં મુકરર કર્યો હોય તો વાંધા જેવું કાંઈ નથી આટલું તો ચોકસ છે કે સગાં સ્નેહીઓની પ્રેમપૂર્વક યાદ મરહુમોના અંતઃકરણમાં ખાત્રીપૂર્વક પહોંચે છે અને તે થકી તેઓના અંતઃકરણમાં ખુશનુદી ઉપજે છે, તેઓને જીવતાંઓ તે સમયે યાદ આવી જાય છે અને તેઓ આશીષ દેય છે. મરહુમોને ખુશનુદી પુગાડવી તે ભલુ કાર્ય છે તે કાર્યનો ભલો બદલો મળે છે એટલી હદ સુધી બાજ રોજગાર માટેની માન્યતા પૂરતી છે. બાજ રોજગાર વગર રૂવાન રવડી જશે વિગેરે વધારે પડતું માનવું વહેમ માત્ર છે. એ વહેમ ગરીબ જરથોસ્તી ભાઇઓમાં ત્રાસ વરતાવી રહયો છે. આગેવાનો એવિષે તેહકીક કરીને તે ત્રાસ કમતી કરશે તો મોટું સવાબ લાગશે આ લેખકને તત્વજ્ઞાન ઉપરથી સમજાય છે તેવું વિચારવંત જરથોસ્તીઓની નજર ખોલવા લખે છે અને છેવટે ખુદાતાલાની દરગાહમાં દોઆ ગુજારે છે કે આગેવાનોને એ કામ ઊપાડી લેવાની ખુદાએ શકિત આપી છે તેનો તેઓ સદ ઉપયોગ કરે, જરથોસ્તી દીન પાલવા લાયક ખાલેસ જલવાઈ રહે અને જરથોસ્ત સાહેબનું નામ કાયમ રહે. આમીન! આમીન!! આમીન!!!

સમાપ્ત.

# ખાસ સૂચના.

આ લેખ છાપવા છપાવવાના કોઈ હક સ્વાધિન રાખ્યા નથી કેમકે એવા હક સ્વાધિન રાખવા યોગ્ય નથી. શ્રીમંતો, પત્રકારો અને જેઓ સત્ય અપોઇનો ફેલાવો કરવાની સત્તા, શક્તિ ધરાવતા હોય તેઓ જો આ લેખ વધારે સંખ્યામાં છાપી છપાવી એનો ફેલાવો કરશે તો જ્ઞાનદાનનું પુણ્ય પ્રાપ્ત કરશે.

ધ. મે. હા.